બરોળ્યા તે વખતે મારે તારી ગાદીમેં
તે વખતે મારે ચોકી પે'રા
ઘરમી ધન મારે કુંવારી કજુમે
બોલ્યા ચાલ્યા રાણી પિઠોરી
પિઠોરો રાણો
આ દા'ડે મારે બોલ્યા ચાલ્યા
તે વખત મારે
કોઇ હરી ધકારના તવળીબાઇ વળના
તે વખતના મારે
કોઇ વાસી બીળ્યાના પાનાં લીધેલા
એ દા'ડે મારે કરમી રાજા
ઇંદરાજા
ઇંદની વાળીન બાળા પિઠોરા
પિઠોરી વાળીન
ઝાંપેલ્યો કરોળ્યો
હોપાર્યો દેવ મારો
તે વખત મારે કોઇ આયુ તે વખતે મારે
બોલ્યા ચાલ્યા મોં ભાળીન જોડી કરેલી
તે વખતમેં મારે ઝાંપો તરોળ્યો મારો
ઝાંપા મેં ગોબાયલા
તે વખત મારે કોઇ ઝાંપે દરવાજે
તે વખત મારે
બાવી ચોવીના કર તળાયલા
કુપાયલા તે વખતમેં મારે
કોઇના ઘરણમેં દેવ ધન મારે
હોપારીરાણી તે વખતમેં
કોઇ મારે વાસી બીળ્યો લીધેલી
એ દા'ડે મારે દેવ ધન મારે
લીંબી રાણી લીધેલી તે વખત મારે
જય રાણી જય સૂર્યટપ્પા રાણી
ટપ્પા ૨ છોડ્યા દેવ ધન મારા
ધણીનું વળુન
ધણીના બડવા
દેવ ધન મારે
બડવાના બોલ
દેવના છાંયે છે
દેવ ઘર મારા
દેવનો ધંધો
બડવાના બોલ

એ દા'ડે મારા દેવ
દેવ તે વખતે મારે કોય
આજ દા'ડે આવેલા જેલા ગામદેવ
ગામખેડાં
ખેડાં માસી
ઘરમી ધનના પોળા છે
તે વખત મેં મારે
પરભાતીના પોરે કાળી કાળી રાતો છે
ઝંઝૂમના દન છે
એ તે દા'ડે
બાવી ચોવી વરહે તારી કથા થાય
પૂંજા થાય
દેવ દેવના તે વખત મારે
કોઇ કથા લખહુ ભલા કુંવાર ખમદ
આ દા'ડે મારે
ડાબા જમણીનો મેળો પેલે
ઇ મેળામેં તે વખત પેલે મારે કોઇ
એ દા'ડે મારે બાર બોકળ્યા
બાર કૂકળ્યા માનેલા
તે વખત મારે
કોઇ છેડી ન તૂરયા લીધેલા
આભા ઝીંઝા કણબીના ઘોડા લીધેલા
કળઇના ઘોડા લીધેલા
આ દા'ડે મારે તે વખત મારે
ગામમેં ગુંદરામેં કોઇના કોતરાયલા
તે વખત મારે આવેલા જે'લા
હરિયાવોહમેં દેવ ધન મારે
કોઇ કંગરાળી બોતો લીધેલ્યો
કૈળ્યો કુંબી કંદોર્યો દેવ
તે વખતમેં મારે બારમણી મૂંડા ભરેલા
પખાલે પખાલે પાણી રે'લા છે
દા'ડે લાવેલો
કૈળ્યા કુંબી
ઘરનો દેવ નાગા ના હોય
ભોળો ડામોર
ચિચોળ્યો ડામોર
હેઇ રાજા
ગેલ્યા રાજા
રાજા ભોજ

તે વખતે મારે
તારા પળ પાણગા પૂંજી આવે
એ દા'ડે મારે હર્યા ચાલ્યા
બોલ્યા ચાલ્યા
તે વખત મારે
કોઇ દેવની દેવસનમેં
દેવ ઘન મારે
કોઇ નોકર ચાકર રે'લા
ઘોડું ગધેડાં અતા જતાં પુવન છે બાપ
એ દા'ડે મારે મનથવા લાગ્યા
બોલ્યા ચાલ્યા
આ દા'ડે મારે કતરાયલા
કુપાયલા
રિહાયલા
ટિહાયલા
કોઇ ગામ ગુંદરામેં
ઘરતી કદી મેં નાખુન
આ દા'ડે મારે તે વખત મારે
કોઇ આજ દા'ડે મારે
કોઇ હોના ટોપલ્યા આવેલાં
હોળા હુગળ્યાં આવેલાં
તે દા'ડે મારે
ગવળી ગાયને પૂંજી આવેલા
રાંડ્યા બોકડાનેં પૂછ્યા આવેલા
એ દા'ડે પાહ્યો પોહ્યો મોટો કર્યો
તારો જલમ લીધો
એ જલમ ઘરીન તને
તે વખત મારે સિંદૂરીના મુરતાલાયવા
તે વખતે મારા કકુડીના મુરતાયલાં
એ દા'ડે મારા હોના બડવામેં
તો વખતમેં મારે તારે રાજગાદીમેં
તે વખતે મારે તારાં કકુ મુરતાયલાં
તે વખત મારા દેવ બણ્યા
એ દેવ બણ્યા તીને મારા બાળા પિઠોરા
પિઠોરી બણ્યા એ દા'ડે મારો ગણેહ દેવ
હૂડોળ દેવ
એ દા'ડે આવતા જતા
રાણી કાજળ રાણી મોખેર
તે વખતે મારે આભા ઝીંઝા કણબી
કાશી ભોળ્યો ડુંગર
હયી રાજા
ઘેલ્યા રાજા
વનરાજા
ટિંટિયા જોષી
કૈળ્યા કુંબી
કાત્રીયા દેવ
નાગા નાવાના મેળા આવે
હરગુમેં તારી હુમો ચડે
બોલ્યા ચાલ્યા તે દા'ડે
મારા કૈળ્યા કુંબી
કાત્રીયા દેવ વિજળીયા ખાંડા લીધાં
તે વખત મારે
ખાંડા તરવાર લી'ને તારે બાર બોકડા
બાર કૂકડા તારે ખાંડા ખાંડા
તારા માથા તોડ્યાં
આજ તોડ્યાં તે વખત મારે
ટિંટિયા જોષીના માથા પે'લા તોડ્યાં
પછી તે વખત મારે
બાર બોકડાંના
બાર કૂકડાનાં માથા તૂટ્યાં
એ માથાં તૂટ્યા
તે વખત મારે હરગુમેં તારી હુમો આવે
બોલ્યા ચાલ્યા
તે વખત મારે તારી પૂંજા થાય કથા થાય
દેવનું વળુન દેવની કથા
એ દા'ડે મારે બોલ્યા ચાલ્યા હાતી
તે વખત મારે
તારે તે વખત મારે ઘરબારમેં
રંગરોગમેં
તે વખત મારે કોઇ શેરીમેં
ઝાંપામેં બરાબર છે વોળુન છે ન
આ દા'ડે હરગુમેં
તે વખત મારે નાંદો છરકેલીઓ
તે વખત મારે બાર પેઢી
તે મારે બાર પેઢીએ ઢોલ લીધો
એ દા'ડે મારે
તે વખત મારે બાર પેઢીએ ઢોલી લીધા
તે વખત મારે

બોલ્યા ચાલ્યા હરિયાવાંહ તે લીધા
તે વખત મારે કોઈ
એ દા'ડે મારા
તે વખતે મારે નાગા નાવાના મેળા આવે
તે વખતે મારા હરગુમેં મેળો ચડ્યો
આ દા'ડે મારે દેવ ઘરમાં રે
કોઈ ટિટિયા નો જોષીનો
હરગુમેં તે વખત મારે
હું આવે બોલ્યા ચાલ્યા કથા પૂંજા થાય
તારી દેવની કથા દેવનું વળુન
આ દા'ડે મારે દેવ ઘન મારે
હોળ ચાલ્યો હોળ ઊંગળા વળે
તારી ખેતી વળહે
તે વખત મારે અંન ધંન ને
સે દા'ડે મારા બોલ્યા ચાલ્યા
આ દા'ડે મારે રાણી પિઠોરી
પિઠોરીવાળીનો કોઈ
એ દા'ડે મારા આવતા જતા
તે વખતે મારે કોઈ
પરભાતીના પોળા છે
કાળી કાળી રાતો છે
ઝૂંઝમના દન છે
એ દા'ડે મારે તુળશીનાં દાતણો લીધા
આ દા'ડે મારે
તુળશીનાં દાતણો લી'ને દેવ ઘન મારે
હાત દેવ ઘન મારે
મોઢાં ચાયરાં
એ દા'ડે મારે જળ ને લોટા
જળપાણી લીધું
ગંગાજળનું પાણી લીધું
આ પાણી લી'ને તે વખત મારે તારો
પાણી લી'ને તે વખત મારે
ગંગા જળનું પાણી લીધું
તે વખત મારે કોઈ હાથ પગ ધોયા
ભગવાનના નામાં લીધાં પેલા
હે તેડ્યાં મારાં કસના ભગવાન
સીતાં ભગવાનનાં નામાં પાડ્યાં
તે વખત મારે તારે
પેલા પછી ગણેહના નામો પડ્યાં

હૂડોળનો નામો પડ્યાં
આ દા'ડે મારે બોલ્યા ચાલ્યા
તે વખત મારે તારી ગામદેવ
ગામખેડામેં તારી કથા પૂંજા થાય
તે વખત મારે નાગા નાવા
ભોળ્યો ડામોર
ચિચુડિયો ડામોર
હેયા રાજા
ઘેલ્યા રાજા
રાજા ભોજ
એ દા'ડે મારે
બોલ્યા ચાલ્યા કોઈ ગામમેં ગુંદરામે
ટિટિયા જોષી તે વખત મારે
હાથ પગ ધોયા
તે વખત મારે દાતણ પાણી ચાયરા
એ દાતણપાણી ચાયરો
ભગવાનના નામા લીધા
હૂડો દેવ
કાશીના ભગવાન
લેણાદેણી પોતે ભગવાન ને કોઈનો
હાથુ રાણી
હાથે તેળે
જીહુ રાણી
જીભે તેળે
એ દા'ડે મારે નાગા નાવાના મેળા આવે
તે વખત મારે પડ પાણગાની પૂંજા આવે
બાવી વરહ ચોવી વરહ
એ દા'ડે મારે
બોલ્યા ચાલ્યા
તે વખત મારે કથા પૂંજામેં
તે વખત મારે કોઈ
આ બાજુમેં દેહ મળે
એ દા'ડે મારે નાગા નાવા
તે વખતમેં મારે
કોઈ નાગા નાવાના મેળા આવે
તે વખત મારે કોઈ નાગો ભગવાન
તે વખત મારે નાગો જુવાન
તે વખતમેં મારે હાથમેં કીચારો
હાથમેં વણીહ લીધો

એ દા'ડે મારે
બાર પેઢીએ ઢોલીયા લીધા
તે વખત મારે નગુરી દેખાય મારો
પગુમેં તે વખત મારે
હવેલીયા હગાની ઢાક લીધી
તે વખત તારી હરગુમેં નાંદો છરકેલીઓ
તે વખત બોલ્યા ચાલ્યા તારી
દેવની કથા
દેવનું વળુન
આ દા'ડે મારે દેવનું હું ચારે
તે વખત મારે કોઇ ટિટિયા જોષી
ભરમા જોષી
કૈળ્યા કુંબી
કળના દેવ
એ દા'ડે મારે તારે
મેળા આવે
કથા આવે
પૂંજા આવે છે તે વખત મારે
બોલ્યા ચાલ્યા
સે દા'ડે મારે
પોતે ભગવાન મારે કૈળ્યાકુંબી કરતા દેવ

## કાળી કોયલના બોલ

એ અર કાળી કાળી રે કોયલ
કોયલ ફેલઇ રઉ
કાળી કોયલ આંચ રે ચાલી
કાળી કાળી કોયલનાં નામો
કોયલ આંબા વાળ્યા મેં રે'લી
કોયલ પેલાં કંથારાં જાળાં
કોયલ છોરી ડુમરી જવાં
જેલી પેલા આંબલા હૂળો
આંબાના મૉર ચાળી રે જોયો
આંબલા મૉર ખાટો ખાટો ને લાજયો
ખાટા રાંધે કડવા કરેણાં લાજયાં
ભચાં એલાં કરેણાં લાજયાં
તાંથી એલી આંબાના હૂળોમ
ભલી કોયલ વાહોળે વધે
દા'ડે બીચે ઉછરવા લાગી
કોયલ છોરી નામોંચા છૂટે
કુંવા કુંવા બોલવા લાગી
ખલુ ખલુ બોલવા લાગી
કોયલ એવી નોકરીયું માંગે
કોયલ ચાલી ઊડામો ઘર્યો
કોઇ જે'લી ભેંહા ભરવાડના ઘોરૂમ
ભેંહા ભરવાડના ઘોરૂમેં જે'લી
ઓલી કુંવરી કોંથા ને આચાં
મેં તે આંબા વાઢ્યા તે આવી
મેં તે વાહીત પાણી કરવા આવી
એવી કોયલ બોલવા લાગી
બોલે કુંવરી મારા ઘરોમેં ઝાઝા છે નોકર
મારા ઘરોમેં ઝાઝા છે ચાકર
નહીં ઇને નોકર ચાકરની રાખીમ
કોયલ છોરી ઊડામો ભર્યો
તાંથી પેલા આંબાની હૂળો
હેલી ચાલી કાકડીએ આંબે
એવી જે'લી ચીભડીએ આંબે
એવી એલી ડોચરીએ આંબે
કોયલ બોલે ડૂટાળે આંબે
કોયલ છોરી ખંબળિયે આંબે
ખલુ ખલુ બોલવા લાગી
આંબા મૉર ખરવા લાગ્યો
મેહેર વાડ્યુ કરમાવા લાજયુ
હોચલુ રાજા ભોજુની વાડ્યુ
એવાં બોલીન ચાલવા માંડ્યા
કૈડા કુણબીને કંડુ હો રાણો
હેતે જાણે નોકર રે રે'લા
એવા એવા રાજા ભોજુ ને ફરિયાદ
રાજો ભોજ મેણા રે માર્યા
હોણાં મારે નોકર તુ ચાકર
મેહેર વાળ્યુ કરમાવા લાગ્યુ
એવા લીધી કલુલી કાંટી
એવા છૂટ્યો ખરાનો કોંકોર
મંદરાતે કોયલ બોલે
કોયલની તે નિશાણી જોવી
નિશાં જોઇને કોંકરૂ છોડ્યા
ડાબે હાથુ કોંકરૂ લાગ્યો

ફેર કુમળ આંબાના થળુમં
હેલી પડી આંબાના થળુમં
પડી પડી ફફડવા લાગી
ધામ દોડ્યો ઘોડો રે આયો
આયો કૈડા કુંબીનો ઘોડો
આયો કુંડુ રાણાનો ઘોડો
ડાબે હાથળ રંગ છે રે'લો
હી છે મારા નાવણ ધોવાના દા'ડા
એવે હાથે પખોટે ધરી
ઘરમાં કાગુ ડેંગાવા લાગી
મને લાગ્યો ડાબ સાજુ ના કરચો
કરચો કોંટો લાગ્યો રે લાગ્યો
એવો જાણે ઉતોરૂ વાળે
ચાલ્યાં ચાલ્યાં કરમદી જાળાંમ
જાંબુડાના હોરૂ રે તાણ્યા
તંયે ગના છીનાંળા કર્યાં
તાંથા એલી કોયરે હોયલી
પોતે મંદમાં આવા રે લાગી
પોતે ઇંદરાણી મેણુંલા માર્યાં
મારી નંદળી કણઇ તુ આવી
ભાભી મને મેંણા નીં મારો
નહીં ગનાં છીનાંળા કર્યાં
નહીં ચોરી ચખારી કરી
એવી કોયલ ઉતરૂ વાળે
પોતાના ભાઇ વિજળીયું ખેંચે
મેતે હેલી ગેગળી છોટમ
નેંચે ચાયો ગેંકળી છોડાં
પીધું મેં તે મૂળાહુ પાણી
આવાં મારાં બરોળિયા પેટું
બરોળ્યાં પેટું વધરવા લાજ્યાં
તાંથી રેલ ઘોડો રે જોયો
કોયલ છોરી રેલ ઘોડોને છેડ્યો
એલી ચાલી રેલ રે પાટી
ઝીલી પેલી કવાંટ રે ઘરતી
ઝીલી પેલી કઢઇ હો પાણી
કઢઇપાણી  ચાલવા લાગી
દૂચા બારી છરકી જે'લી
એવે જાણે ઝરવેને ડુંગોર
ઝરવે ને તે પાણી હો પીધું

તોંથી ચઢી હોફેને ડરે
હોફે ઘોડો છોડી રે દીધો
તાંથી ચાલી જળહીંગી ઘાટે
નાળુના ઘાટુમ
તયેં હોયલાં તોંતળી જાળાં
તયેં હોયલાં હીરૂના હીંકલે
તયેં ઇને અંણભાવો લાગ્યો
વા ન પાણી છોડવા લાગી
એવી એવી અંણભાવી અંબાઇ
આઠે મહિના ને હાતે રે મહિના
આઠે મહિના ને નવે રે મહિના
નવે મહિને બાળો ઇગલિયુ ભરે
કરમા કાગુના પેટુમેં દુઃખે
નંઇ પેલી વેણુ ને ચેણો
તેડો માર્યુ  હરગુમેં હુયાણ્યું
ઇ તેડો ચાલી રે જોયેં
તેડો પેલી હરજાંબાઇ હુયેણ
લાવે બારે ઘણ્યુનો તેડો
લીધાં ગોરી તલીને થેલો
લીધા જાણે હાતેમ આઠેમની મણતા
આંઠા ડોડાં પીહુંલા ચોડ્યાં
ઇ બાળો વીણે ને ચેણે
નરેણે ને નારખે ઊતર્યો
પડ્યો પેલો ખરોડમેં રૂવે
રોવા લાગ્યો ને કકળવા લાગ્યો
પડ્યો પડ્યો પછાડ નાંખે
ચાલો વાગી મોટાં હો દેવો
એવાં પોતે જલમાવા લાગ્યાં
કરમા કાગુના દૂધૂની થાણા
ઝીલી પીલી ડુંગરની ઝરીયુમ
લાવે ઝાડુ બેડુનાં દૂધૂ
લીધાં દૂધ કળીનાં દૂધૂ
એવાં જાણે રૂવુનાં કુમાંડાં
કુમડે કુમડે ટોહાવા લાગ્યો
હેલો કુંવર નાંજરો ધરે
હેલો કુંવર જાણે હુંકારા ભરે
હેલો કુંવર માંડ્યે રે માંડ્યે
હવે એલાં વાહોળે વધ્યો
લી ને ખળિયો હલુકી જોવે

તાંથી એલો હલુકી લીધો
ઝાડો એલાં પોતાનાં મોઢું
બાંધી લીધા હીરૂના હીંકલા
હીરૂને તે હીંકલે નાંછ્યો
એવી એવી રાણી રે કાજળ
રાણી રે મોખેલ
હીંચા બાગે તોંબાના બેડાં
હીરૂની ઉંઢેણ
તાંબાનું ડોડે
વાવ દરિયા પાંણી પાતાળમેં હોયલો
ભરીએ બેડે પાછાંને વળ્યાં
હીંડો કુંવર વાહેળે વધ્યો
એવો જાણે ચાંદીની લકડ્યું
હોનાની લકડ્યું
ચાંદીની ગલીયું
પોતાના કુંવર નિશાણી જોવે
નિશાં જોઇને ગલ્યું રે ઠોચ્યું
ટચ દી'ને ગલીયું ઠોકી
લૂંટી લીધા રાણી કાજળનાં બેડૂલ્યાં
તોડી પાડ્યાં રાણી કાજળનાં બેડૂલ્યાં
એ આડી અવળી ને ભાળે
મારાં બેડૂલ્યાં કેમે રે લૂટ્યાં
ટીચી આંગળી લે લોયુનાં છાંટો
આડે છેડે કુંવળ હો ઘરી
હીર લુગડાનાંના ગોખાં હો વાળ્યાં
ડાબે કાંધે ગોખરે બીડ્યો
ભર્યે બેડે ને ભારે રે છેડે
પોતાન માળ્યે પીળાં હો ઠલ્યાં
છૂટે છેડે હોવા રે લાગી
હુવાવડ હોવા હો લાગી
બાળો તારો દરિયામેં નાસ્યો
એવો તારો દરિયામેં નાસ્યો
કોઇનો બાળો દરિયામેં રે'તો

હાતોળ પાણી જોવા રે પડી
માંડા પાણી પાછી રે વળી
એલો દેવ ચોડા ભણહીર ને વેહે
ડાબે પગે ગોવાવા લાજ્યો
છબ દી'ને ઘરી હો લીધોમ
નૂર મૂરખાં જોવાને લાગી
પોતાના થાણે કુંવર હો ઘર્યો
જડ્યો મને પુહલ રે પાળોત
તાંથા આવે નાળે નાંહુળના મેળા
રાણી ભાભીના લૂંટેણો હોયાં
બાળો તારો ખડિયુ મેં નાછ્યો
તાંથા થાણા ગરપાવા મંડ્યા
તાંથા આવા મામા ને ભાણેજ
મામા ભાણેજ ચાલવા મંડ્યા
નાહર આલી બારે રે રૂકુ
નાંહળિયાનો ઘેરો હો કર્યો
તોં હૈયાનો તોરણો બાંધ્યા
ખીંડાળા ખાંડાનો તે છીંડાળો ટૂટ્યો
તંચે ઘાર્યું નિશાણું મેલ્યું
આવી ખોળામાં દેવતા જલમ્યાં
હોંબીના બણાવા રેલ્યુ
મામા ભાણેજ ચાલવા લાગ્યા ન દે કંઇ
મામા ભાણેજ ચાલવા લાજ્યા
એવા હાંબી ઘેડે ખાહુલાં ઠોચ્યાં
એ ચાલ્યા એવા મોટી મનદર ઘરતી રે જોવે
ચાલ્યા ચાલ્યા પેલા વણ ભૂપિયાં જેલા એ
જેલા એવા બોર ફૂચો ચૂંદોને લીધો
મામા ભાણેજ વેંચી વાટીને ભૂકવા લાજ્યા
પેટે પાણી લાજ્યો પાછા ઓ નાખ્યાં
આડી દેચે ખોળે ઉતરવા મંડ્યા
એ દેવો આચા કણબીના ઘોરૂમ
તીના જાતરા હુવા રે હોયલા ને

## ગાયણાં

કોના કોના નામો રે પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા ધરતી માડીનાં નામો પાડો કાશીરામ બામણ
ચાર્ આહા ભોળા ભગવાન નામો પાડો કાશીરામ બામણ
ચાર્ આહા સૂર્યનારણ નામો પાડો કાશીરામ બામણ
ચાર્ આહા ઝાંઝાંના કંઇ નામો પાડો કાશીરામ બામણ
ચાર્ આહા સૂર્યનારણ કળ લીધી કાશીરામ બામણ
ચાર્ આહા ઝાંઝાંની કંઇ કળ જોઇ કાશીરામ બામણ
ચાર્ આહા સૂર્યનારણ કળ તારી કાશીરામ બામણ
ચાર્ આહા હીંઝારીને કળ લીધી કાશીરામ બામણ
ચાર્ આહા ચાંદાની કંઇ કળ તારી કાશીરામ બામણ
ચાર્ આહા અંધારીને કળ લીધી કાશીરામ બામણ
ચાર્ આહા ભોળારે ભગવાન નામો પાડો કાશીરામ બામણ
ચાર્ આહા ગાયોનાં કંઇ દૂધ રે જુઓ કાશીરામ બામણ
ચાર્ આહા ગાયરે દૂધે નાવા ર લાગ્યો કાશીરામ બામણ
ચાર્ આહા સોનાર કૂંડે નાવા લાગ્યો કાશીરામ બામણ
ચાર્ આહા અગજીરેને પાટલે નાચો કાશીરામ બામણ
ચાર્ આહા હાથુમેં કંઇ ખાંડા લીધાં કાશીરામ બામણ
ચાર્ આહા વિજળીયાને ખાડાં લીધાં કાશીરામ બામણ
ચાર્ આહા એરુ શેરૂને ધોતિયાં લીધાં કાશીરામ બામણ
ચાર્ આહા ચાંદે તારે ડેરા બાંધો કાશીરામ બામણ
ચાર્ આહા માઝમનાં કંઇ ડેરા તારાં કાશીરામ બામણ
ચાર્ આહા ધરતી માતાના નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા જંદીઓની માતા હોયલી કાશીરામ બામણ
ચાર્ આહા કોનાં રે કોનાં નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા ઇશ્વર પરોતી માતા કાશીરામ બામણ
ચાર્ આહા દેવતાનાં કંઇ નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા રૂડી રતમાળ નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા બારે રે મેઘનો ભોંયો હોયલો કાશીરામ બામણ
ચાર્ આહા તેરેને વિજળીયું હોયલી કાશીરામ બામણ
ચાર્ આહા બારે મેઘને જોવા લાગ્યો કાશીરામ બામણ
ચાર્ આહા દરિયાકાંઠે ચરવા લાગ્યો કાશીરામ બામણ
ચાર્ આહા વાયોના કંઇ હોવા છોડ્યા કાશીરામ બામણ
ચાર્ આહા હોવે હોવે અવલી જડી કાશીરામ બામણ
ચાર્ આહા આકાશને પાતાળે જોવે કાશીરામ બામણ
ચાર્ આહા ધોળી વાદળી છોડવા લાગ્યો કાશીરામ બામણ
ચાર્ આહા ધોળી વાદળી છોડી લીધી કાશીરામ બામણ
ચાર્ આહા કાળી વાદળી છોડી જોઇ કાશીરામ બામણ
ચાર્ આહા આકાશને પાતાળે બણાયું કાશીરામ બામણ

ચાર્ આહા ધીમે રે ધીમે અવલી ચાલી કાશીરામ બામણ
ચાર્ આહા હરગોનો કંઇ વૈદ હોયલો કાશીરામ બામણ
ચાર્ આહા મેઘો રાજો થાવર ઢોરો કાશીરામ બામણ
ચાર્ આહા આકાશ પાતાળ જોવા લાગ્યો કાશીરામ બામણ
ચાર્ આહા ધોળી ધોળી અવલી આવી કાશીરામ બામણ
ચાર્ આહા ધીમો ધીમો વારી ચાલી કાશીરામ બામણ
ચાર્ આહા ધરતી માડી પગલે ચાલી કાશીરામ બામણ
ચાર્ આહા ઝાડર બેડે નીપટી લેજો કાશીરામ બામણ
ચાર્ આહા વાઘથળ દેવો સતીયો હોયલો કાશીરામ બામણ
ચાર્ આહા માંગ્યો મેઘો માંગી રે લેજો કાશીરામ બામણ
ચાર્ આહા કોનાં રે કોનાં નામ પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા જૂહી તારાના નામ પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા કોના તારાના નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા મૂછાળો ને તારો હોયલો કાશીરામ બામણ
ચાર્ આહા મેડી તારણ નામો પાડ્યો કાશીરામ બામણ
ચાર્ આહા વેંછીના કંઇ આરાં તારાં કાશીરામ બામણ
ચાર્ આહા હોલાની નિશાનો ર જૂઓ કાશીરામ બામણ
ચાર્ આહા હયણી ગોવાળ્યાં જોયાં કાશીરામ બામણ
ચાર્ આહા કોના કોના નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા મામા કોળ્યાના નામો પાડ્યાં કાશીરામ બામણ
ચાર્ આહા હરગુમેં ઠાવો પાડ્યો કાશીરામ બામણ
ચાર્ આહા મામાર ચાંદનું ભોંયો હોયો કાશીરામ બામણ
ચાર્ આહા તાતેં તાંતે ઊતરવા લાગ્યો કાશીરામ બામણ

૨

કોના કોના નામો એ
આહા કોના નામો પાડો લીલી ઓવાળેણ
આહા હાથરજાનાં નામોએ
આહા હાથરજાનાં નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા હૂકનબાવાનાં નામોએ
આહા હૂકનબાવાનાં નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા કાટ્યા હડોળ નામોએ
આહા કાટ્યા હડોળ નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા કૈડા ર કુંબીન નામોએ
આહા કૈડા ર કુંબીન નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા જલુડો ને બામણ એ
આહા જલુડો ને બામણ એ લીલી ઓવાળેણ...કોના કોના
આહા ભોળા ઇંદના નામો પાડો

આહા ભોળા ઈંદના નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા ગામ ગોંદર્યાંના નામો પાડો
આહા ગામ ગોંદર્યાંના નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા ભેંહટા દેવના નામો પાડો
આહા ભેહટા દેવના નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા કોહાજ્યાના નામો પાડો
આહા કોહાજ્યાના નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા અખાડાને બામણ એ
આહા અખાડાને બામણ એ લીલી ઓવાળેણ...કોના કોના
આહા પાછળિયાને દેવતા એ
આહા પાછળિયાને દેવતા હોયલા લીલી ઓવાળેણ...કોના કોના
આહા ગામુના કંઈ ડાયા હે
આહા ગામુના કંઈ ડાયા હોયલા લીલી ઓવાળેણ...કોના કોના
આહા પટેલિયા પૂજારા હે
આહા પટેલિયા પૂજારા હોયલા લીલી ઓવાળેણ...કોના કોના
આહા સરપંચ હોમગાડ નામો પાડો
આહા સરપંચ હોમગાડ નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા ગામોના કંઈ ડાયા હે
આહા ગામોના કંઈ ડાયા હોયલા લીલી ઓવાળેણ...કોના કોના
આહા પટેલ સરપંચ નામો પાડ્યા
આહા પટેલ સરપંચ નામો પાડ્યા લીલી ઓવાળેણ...કોના કોના
આહા દેવોના કંઈ નામો એ
આહા દેવોના કંઈ નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા ઝેરી આંખો માર્યો એ
આહા ઝેરી આંખો માર્યો એ લીલી ઓવાળેણ...કોના કોના
આહા તારી માની વેખાએ
આહા તારી માની વેખા મારૂ લીલી ઓવાળેણ...કોના કોના
આહા રીયાં ખીયાં દેવતાંએ
આહા રીયાં ખીયાં દેવતાં મારા લીલી ઓવાળેણ...કોના કોના
આહા ઢોલીયાને દેવતાં હે
આહા ઢોલીયાને દેવતાં હે લીલી ઓવાળેણ...કોના કોના
આહા પટેલિયાને દેવતાં હે
આહા પટેલિયાને દેવતાં હે લીલી ઓવાળેણ...કોના કોના
આહા મોટાં દેવતાંના નામો પાડ્યાં
આહા મોટાં દેવતાંના નામો પાડો લીલી ઓવાળેણ...કોના કોના
આહા મોટાં દેવતાં ઊભા રચલાં
આહા મોટાં દેવતાં ઊભા રચલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા જળહીંગી માતા એ
આહા જળહીંગી માતા હોયલી લીલી ઓવાળેણ...કોના કોના

આહા ઓળ્યા કણબીના નામો પાડ્યા
આહા ઓળ્યા કણબીના નામો પાડ્યા લીલી ઓવાળેણ...કોના કોના
આહા રાજા રજવાડ નામો એ
આહા રાજા રજવાડ નામો હોયલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા ફતેસીંગના નામો હે
આહા ફતેસીંગના નામો હોયલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા મોતીસીંગના નામો હે
આહા મોતીસીંગના નામો હોયલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા નટવરસીંગના નામો હે
આહા નટસીંગના નામો હોયલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા ખુમાનસીંગના કાયદા હે
આહા માનસીંગના કાયદા હોયલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા રાજા પરજાને કોરટ હે
આહા રાજા પરજાને કોરટ બાંધી લીલી ઓવાળેણ...કોના કોના
આહા નીંચા દેશો ન પૂજીએ
આહા નીંચા દેશો નીંચા પૂજે લીલી ઓવાળેણ...કોના કોના
આહા કિલ્લા ના દરવાજા હે
આહા કિલ્લાના દરવાજા બાંધ્યા લીલી ઓવાળેણ...કોના કોના
આહા ઘોડાના ડમણાએ
આહા ઘોડાના કંઇ પાયગાં એ હોયલાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા ઘોડાના કંઇ ડોબરાં હે
આહા ઘોડાના કંઇ ડોબરાં જોયાં લીલી ઓવાળેણ...કોના કોના
આહા ભરેલ બંદૂક ચોકી રે
આહા ભરેલ બંદૂક ચોકી રે લીલી ઓવાળેણ...કોના કોના
આહા હવા હોની રાહ્યું એ
આહા હવા હોની રાહ્યું હોયલી લીલી ઓવાળેણ...કોના કોના
આહા સવલ ઘરમી ઘોડા એ
આહા સવલ ઘરમી ઘોડા હોયલા લીલી ઓવાળેણ...કોના કોના
આહા અમલદારને ઘોડા હે
આહા અમલદારને ઘોડા હોયલા લીલી ઓવાળેણ...કોના કોના

3

ચાર્ આહા કોના કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા હીંગળજાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા એકળા બામણ નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા અળશ્યા બામણ નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા વાણિયા ર ભોજના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા સીતુ માતાનાં નામો પાડો કૈડો રાજકુંવર

ચાર્ આહા આંબા પાણીનાં નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા હીંદી પાણીનાં નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ચાટલ્યા પાણીનાં નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ટુંડવા દેવના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા એડ્યુ બેડ્યુ ન ધણી હોયલો કૈડો રાજકુંવર
ચાર્ આહા બારે મણનાં તાળાં ર જૂએ કૈડો રાજકુંવર
ચાર્ આહા તેરે રે મણની ખૂરશી લીધી કૈડો રાજકુંવર
ચાર્ આહા ધણી ને ધણીયારો હોયલાં કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા સૂરહેડિયામેં દેવતા હોયલા કૈડો રાજકુંવર
ચાર્ આહા સૂરહઇ માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા જૂનીપૂની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા બાપજીની કંઇ માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા મોટી માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ધેયાણીને નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા નાની અળશીના માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા હરગુમેં અળશ્યુ ચાલે કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા મોટી અળશીના માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા ઉદાપોર મેં કળકા માતા કૈડો રાજકુંવર
ચાર્ આહા પોતે ભગવાન ડેરા બાંધ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા શંકર મા'દેવ ડેરા બાંધ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા નરમદાની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના નામો પાડ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા હાંફરેશરૂ માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા ડાબી માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા હાથી ન માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા માતા મથવાળ માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા મોટી માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા જલહીંગી માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા સાતો પાતાળ ભોંયણ હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા નાહળિયા ને મેળા હોયલા કૈડો રાજકુંવર
ચાર્ આહા માંડ્યાના ઘૂમટ્યા મેળા હોયલા કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ઘણ્યા દેવનાં નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ગૂંગળિયા દેવનાં નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા તેલાવ માતાના નામો પાડો કૈડો રાજકુંવર

ચાર્ આહા જુગુની કંઇ માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા કળજુગની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા ઘરમીનો કંઇ કુંજ ૨ બાંધ્યો કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ભૈરૂ મા'રાજ નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા રણછોડરાયો ભગવાન હોયલો કૈડો રાજકુંવર
ચાર્ આહા કાળુના કંઇ ભગવાન હોયલો કૈડો રાજકુંવર
ચાર્ આહા સતી માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા લખમી માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા કાજમ માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના કોના નામો ૨ પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા હાજુલીની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા માતા ફેણાઇ નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના ૨ નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ગંગા ૨ જમના માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા અંબા માતાના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા તાંદળજાની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા ડભોઇમેં કંઇ ડબલી માતા કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા દુવારકાની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા સાબરકાંઠા માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા દિલ્લીમેં કંઇ માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા અમદાવાદની માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા પોતે ભગવાન નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા હીમાલગમેં શંકર ભગવાન કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના કોના નામો પાડો કૈડો રાજકુંવર
ચાર્ આહા જૂનાગઢમેં નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા પાવાની કંઇ માતા હોયલી કૈડો રાજકુંવર
ચાર્ આહા કળ રાખી ઊભી રૈ'લી કૈડો રાજકુંવર
ચાર્ આહા ચોટલ્યા પીરના નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા દૂધ્યા તળુ નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા પેલ્યા તળના નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા કોના રે કોના નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા મંમદ રાજાના નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા આંગણનો કંઇ મા'રાજા હોયલો કૈડો રાજકુંવર
ચાર્ આહા રાજા કોટને કોટ બાંધ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા લાખોને વણઝારો હોયલો કૈડો રાજકુંવર
ચાર્ આહા જૂની પૂની લેખો લખે કૈડો રાજકુંવર
ચાર્ આહા લેખો લખીને મેખો મારે કૈડો રાજકુંવર

ચાર્ આહા ચારે જૂગ મેં મેખો માર્યું કૈડો રાજકુંવર
ચાર્ આહા ધરતી માડી રે તાણી લીધી કૈડો રાજકુંવર
ચાર્ આહા કોનાર કોનાર નામો પાડે કૈડો રાજકુંવર
ચાર્ આહા રાણુજા મેં રામાપીર કૈડો રાજકુંવર
ચાર્ આહા ફાગવેલ મેં કંઇભાથુ મા'રાજ કૈડો રાજકુંવર
ચાર્ આહા ભરીને ચોકે ઊભા રચલો કૈડો રાજકુંવર
ચાર્ આહા ગાયોને વરેણો ર છૂટી કૈડો રાજકુંવર
ચાર્ આહા ડાબા હાથમેં લગામ લીધી કૈડો રાજકુંવર
ચાર્ આહા કટાળીને લગામ ધરી કૈડો રાજકુંવર
ચાર્ આહા વિજળીચાના ખાંડા લીધાં કૈડો રાજકુંવર
ચાર્ આહા લીડી પીડી આંબળી ડોળે કૈડો રાજકુંવર
ચાર્ આહા ડોબા રે પગની એડી નાંખી કૈડો રાજકુંવર
ચાર્ આહા ખાખરીયામેં વનમેં ચાલ્યો કૈડો રાજકુંવર
ચાર્ આહા ઓરૂન જોરૂન વાળેન પડી કૈડો રાજકુંવર
ચાર્ આહા લાખોને વણરો ટાંડો કૈડો રાજકુંવર
ચાર્ આહા ભૂરી ગાયનો ગોવાળ્યો હોયલો કૈડો રાજકુંવર
ચાર્ આહા ડગરબાજી કરી ર જોવી કૈડો રાજકુંવર
ચાર્ આહા શાયણા રે શાયણા માથા તોડ્યાં કૈડો રાજકુંવર
ચાર્ આહા લોહીની ધાંધર રે પડ્યું કૈડો રાજકુંવર
ચાર્ આહા ખાખરીયા વનોમેં પડ્યો કૈડો રાજકુંવર
ચાર્ આહા તુલસી માડી ન માથાં પડ્યાં કૈડો રાજકુંવર
ચાર્ આહા વગર માથે લડવા લાગ્યો કૈડો રાજકુંવર
ચાર્ આહા ગાયોના કંઇ ટાંડ વળ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા શાણા ર શાણા ન માંથા આયા કૈડો રાજકુંવર
ચાર્ આહા બાર ર માથાનો ધણી બન્યો કૈડો રાજકુંવર
ચાર્ આહા ઊગમણાને રાહુ જોયા કૈડો રાજકુંવર
ચાર્ આહા કાળા નાગના કોયડા લીધા કૈડો રાજકુંવર
ચાર્ આહા એરૂ ઝેરૂના કોયડા લીધા કૈડો રાજકુંવર
ચાર્ આહા ઊભા લીમડાના ડોરાં જોયાં કૈડો રાજકુંવર
ચાર્ આહા એરૂ ઝેરૂ ગળવા લાગ્યો કૈડો રાજકુંવર
ચાર્ આહા ભીમા ભરવાડ નામો પડ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા ભાથી કજરીના નામો પડ્યા કૈડો રાજકુંવર
ચાર્ આહા ભોળ્યો ભરવાડ વેહુ લીધા કૈડો રાજકુંવર
ચાર્ આહા હીકારીને મારી ન જુએ કૈડો રાજકુંવર
ચાર્ આહા ભૂરી ગાવળી રીંબાઇ ચાલી કૈડો રાજકુંવર
ચાર્ આહા ડુંગર ડગળે હરી ફરી કૈડો રાજકુંવર
ચાર્ આહા ભૂખી તરસી ગાય ગવળી કૈડો રાજકુંવર
ચાર્ આહા ધરતી માડી ને સાતે પડદા કૈડો રાજકુંવર
ચાર્ આહા સાતે પાતાળ તોડી નાંખી કૈડો રાજકુંવર

ચાર્ આહા ભૂરી ગાયને પાણી પાવે કૈડો રાજકુંવર
ચાર્ આહા ગાયોનો કંઇ ઘરમ લીધો કૈડો રાજકુંવર
ગામુન દેવોના નામુંલા પાડો ન કુંવર કેવો રૂડો રે

૪

એકે મારેની મેળુન ભઇ મારેની મેળહો
મોટાં દેવતાના નામુલાં પાડો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
કળુ રાણાના નામુલાં પાડો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
દૂધળ દેવના નામુલાં પાડો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ગામો સીમોનાં નામુલાં પાડો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ગાયો સીમનાં નામુલાં પાડો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
સીમ શેડે ઉભલા રિ'યો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
સીમનો બાંચો શેઢાનો બાંચો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
હોયલો દૂધ ગાયનો ગોવાળ્યો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
હાથમેં લીધી ને ઘનની લાકડી ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ગામો સીમોની માતાનાં નામો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
આઠમ માતાના નામલાં પાડ્યા ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ઓરણ તોરણ માતાનાં નામો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ઘેડુ બાયો ન માતાનાં નામો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ગામની ગવળી ઊભીલા રે'લી ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
વેરઇ માતાનાં નામુલાં પાડો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
માથે લીધાં રાતલાં માટલાં ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
માઝમ માડી ગરબલાં રમે ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
હોઇલી માતા શીંબોળી રાણી ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
માતા હોઇલી ઢોલીડાં વાજાં ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ડોલી વાજાંને બાચેણે હોયલી ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
સીંબોચ માતા કુંવારી બાળે ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ડાબા જમણે રમીલા જોવે ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
હોયલી માતા અગાહી માતા ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
સાતે કાનોન બાંચેણે હોયલી ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ઓલી માતાના નામોલાં પાડ્યાંન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
જોલ્યો માતા એકની લાંચે ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
ડોગર હોળી માતાનાં નામો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
માતા લીધી પિઠોડી રાંગો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
રંગ રંગ માતલા રમે ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
માતા મેળા જોવી લાગ્યો ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
લીધી સલી વાસીલી ન માડી ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની
હાથમેં લીધાં બાચોળાં લીધા ન કુંવર કેવો રૂડોરે...એકે મારેની

# ઓરસંગના રેલાની જોડે જોડે ચાંદણામેં...

ગણેશ દેવી

મેં તેજગઢ પેહલીવાર જર્યો તૅર ભાષાકેન્દ્રનો વચાર નવોજ હુતો. આદિવાસી રીતે રહેમને જાણવા માટે, આદિવાસીઓના ગામમેંજ કોઇ જગા મલી જાય એવો વચાર હુતો. તેજગઢ ભાયળું, તાંનો કોરાજનો બચડો, ઝાડી, વારૂ સ્વભાવની ને મદદ માટે તીયાર એવી ગ્રામપંચાયત , એ બધુંજ પસંદ આયવું. ભાષાકેન્દ્રનું ઠેકાણું તેજગઢમેં નક્કી કરવામેં આયવું. આ બધાને બે-તૅણ વરહ થી' જયા સે. આ વખેતમેં તેજગઢને નજીકથી ભાળવાનો લાગ મયલો.

રાઠવા આદિવાસીઓના 'બાબો પિઠોરો' એ દેવની વાત હાંભળી હુતી. એકદમ, એક દાહડો, તેજગઢના બે ઘૉરમેં પિઠોરા દેવના ચિત્ર જોવા મયલા. તીમેંથી એક ઘૉરમેં એક ભણેલો જુવાનિયો મયલો. તીનું નામ નગીન. પછેન તો નગીન ને તીના બીજા આદિવાસી ભાઇબંધો જોડે તેજગઢ ને આજુબાજુના વિસતારોમેં ફરવા લાયગા. કોરાજના બચડામેં જુનલા વખેતની ગુફાઓ સે. તીમેં હજારો વરહો પેહલા દોરાયેલ ઘોડાઓના ચિત્રો સે. લોખ્ખનની રખોડીના રંગથી રંગાયેલા પથરાના જમાનાના ચિત્રો આજે પુણ તાજા લાગે સે. બચડાની વચમેં તેરમી સદીમેં રાણી તેજલે બાંધેલો કોટ સે. તીની અંદેર ને બાહેર, વરહો પેહલાની રાજધાનીની નિસાનીઓ સે. આજે જે પુણ સે, તીની ઉપેરથી, એક જમાનામેં અહીં વારૂત મોટલી રીતેરહેમ રેઇ હોય તે વારૂત ખબર પડે સે. નગીનના ઘૉરમેં રંગવામેં આવલા પિઠોરામેં, આ બધી મોટલી વાતોની, આ આખા ભૂલાઇ જેલા વરોહોની નિસાનીઓ દેખાઇ આવે સે. એ મોટલા ચિત્રમેં એક જૂનલી ને મોટલી રીતેરહેમના વારૂત પડ જોઇ હકાય સે. પિઠોરાની નીચે લાગમેં બેઠેલા બે વાઘ હોય સે. તીમની જેમેજ, આદિવાસીઓનો ઈતિહાસ પુણ, જે ઊંડે ઉતરીને જોઇ હકે, તીને ઘેરી વળે સે. બીજાઓ માટે આદિવાસી સમાજ ખાલી પછાત-ઈતિહાસ વગરનો હોય સે.

કેહ્લીવાર, સૅરના રસ્તાઓ પર ફરતાં, આદિવાસી કટુંબો ચાલતા આવતા-જતા જોવા મલે સે. મજૂરીમાટે સૅરમેં આવલા, કાંઇ પુણ બોયલા વગર ચાલતા રે'નારા. સૅરીયા પુણ તીમનાથી અલેગ રે'ય સે. સરકારી કચેરીઓમે, દવાખાનાઓમેં, પોલીસચોકીમેં તીમને હલકા ગણવામેં આવે સે. પેપર, સિનેમા, ટેલિવિઝનમેં આદિવાસીઓનું ચિત્ર ખાલી દેખાડાનું જ હોય સે. તીની લાગણીઓ, તીનું પોતાનું માન, તીનો મોટલો ને જૂનલો ઈતિહાસ આ બધાની તાં કોઇ જગા હોતી ની મેં. આદિવાસીઓના દેવ, તહેવાર, ઉરસ, નાચગાન, રંગીન ચીંથરા, કીડીયું ને માળાઓ, ઘરેણાં, ઘૉર, તીર કામઠું બધું સૅરીયાને ભેગું કરવા માટે કે મઝા કરવા માટે કામમેં લેવામેં આવે સે. બધી રીતે વચાર જોડીએ તો આદિવાસી એતરે જીવવાની નવલી રીત ઉપેર પડેલો અંધશ્રદ્ધા ને આવડતું નીં હોય તીનો કાળો પડછાયો એવો સગવડિયો વચાર બધે ફેલાયો સે. આવા વચાર હામે, તે ઘરાવતા સમાજના બધા સુખસગવડ હામે બચારો આદિવાસી ચૂપ કેમ નીં રી' જાય ?

ઈતિહાસનો એક નીમ સે : જે સમાજ જોડે ખલાસ કરી નાંખે તેવી આવડત હોય તે સમાજ ઈતિહાસ લખવા પર કબજો ઘરાવે સે. પછેન બીજા સમાજની વાતોનો ઈતિહાસ ધીમે ધીમે અલોપ થતો જાય સે.

આજે ભારતમેંના હૌથી અગોળના લોકોએ આદિવાસીઓના ઇતિહાસને આવી જ રીતે ખલાસ કરી દીધેલો સે. એ કોય સે, એની જીવવાની રીત કેહ્લી જૂનલી સે, ભારતની રીતેરહેમમેં તીની જગા કઇ - એવા બધા સવાલ માટે હૌથી અગોળના વચાર જોડનારા ચૂપ રે'વાનું નક્કી કરી
લીધેલું સે. આદિવાસીઓ એહ્લે દેહના વિકાસની મોટલી જાતરામેં ભૂલથી પછાળ રી'જેલું પોયરૂં હોય એવી ખોટી વાત ઉભી કરવામેં આવલી સે.

પુણ હાચી વાત તીનાથી વારૂત જુદી સે. આદિવાસી રીતેરહેમ એ ભારતની હૌથી જૂનલી ને વિકસેલી રીતેરહેમ સે. ગુલામીના ઘણા ચક્કરો ફરી વચળા પછેન પુણ આ રીતેરહેમ ભોંયભેગી નીં થી. ઘણી બધી મુસકેલીઓ વેઠીને આદિવાસીઓએ તે હાચવી રાખી સે. ખરા અરથમેં ભારતીય ને પૂરેપૂરી આઝાદ રે'લી એવી આ રીતેરહેમ સે.

આરયો ને તે પછેનના ભારતીયો જમીન ખેડવા લાયગા. જોતજોતામેં તીમણે જમીનમેંથી લીધેલી નીપજમેં થી બજાર ઊભુ કયરૂ. કુદરતમેંથી પૈહાનો ખેલ બનાયવો. તે પછેન નાતજાત પેદા કરીને મેહનતને વેચવાનું સરૂ કયરૂ. તીમેંથી એવો સમાજ પેદા થ્યો કે તેને કુદરત જોડે કે માણહ જોડે કોઇ સબંધ નીં હુતો. તીનેજ પાછું રીતેરહેમનું નામ આલવામેં આયવું.

જૅર આદિવાસી કુદરત ને માણહ બંને માટે હેત ધરાવે સે. ખેતી કરવી તે પેટ ભરવા પૂરતી જ. તીમેંથી 'ફાયદો' કમાવા માટે નીં. મેહનત કયરા વગેર જીવવું વારૂ નીં મેં. પેદાસ ખાલી પોતાના પૂરતી નીં, પુણ બધાજ માટે હોય સે ને તે વે"ચીને લેવાનું હોય સે-આ બધું આદિવાસી આજે પુણ જાણે સે, હમજે સે. એજ તીનો ધરમ સે. એતરે જ તે આજે પુણ ખેતરની, ઝાડવાની, બિયારૂની પૂજા કરે સે. તીની હામે મુખ્ય સમાજમેં ખેતર (જમીન), બિયારૂ, ઝાડ બધું જ વેચાય સે. એતરૂ જ નીં પુણ પોતે ભગવાનની મૂરતી પુણ ખરીદાય સે. માણહ પોતે પુણ પોતાને વેચે સે, બીજાઓને ખરીદે સે.

આદિવાસીઓ મેં વેસિયાનો ધંધો નીં મેં. દેજ લેવાનો રિવાજ હાવ તીમનામેં આવતો દેખાય સે, તે પુણ બીજા સમાજની અસરોને લીધે. પેહલા તો દેજ આયલા લીધા વગેર આદિવાસીના લગેન થતા હુતા. હાવ બધું બદલાતું જાય સે. પંચમહાલના મારા આદિવાસી ભાઇબંધોને હાવ લગેન કરવા માટે ૨૦,૦૦૦ થી ૩૦,૦૦૦ રૂપિયા આલવા પડે સે. એતરા પૈહા નીં હોવાથી ઉછીના લેવા પડે સે. તે ચૂકવવા માટે વડોદરા, ભરૂચ, હુરત જેવા દૂર દૂરના સૅરોમેં બાંધકામના કામમેં જોતરાવું પડે સે.

૧૯મી સદી હુધી આદિવાસીઓએ જમીંનપર પોતાનો હક લયખો નીં. અંગરેજોનું રાજ આયવું, તીમેં કર ભેગો કરવા માટે બધી જમીનો માપવામેં આયવી. આદિવાસીઓની જમીનો તેવ્યા ઝૂંટવી લીધી, જેની જોડે કર ચૂકવવાના પૈહા હુતા. એ જમીન પર ખેતી કરવાની મંજુરી આલવાના બદલામેં આદિવાસીઓને એક પેઢીથી બીજી પેઢી હુધી 'વેઠિયા' બનાવામેં આયવા. સરકારી હૂકમો બારા પયડા. આદિવાસીએ કીધું, "પુણ મેં તો આ જમીન હૂરેજ-ચાંદો નીમ થ્યા તૅરથી ખેડતો આયવો સું ?" સરકારે કીધું, "કાગળ સે તારી પાહેં ?" એ તો વાણિયા જોડે સે." આદિવાસીએ કીધું. ને આદિવાસીને ઉજ્જડ જમીન ઘમી ધકેલવામેં આયવો.

જૂનલા જમાનાથી આદિવાસી જંગલને વારૂ રીતે ઓળખતો હુતો. કીયા ઝાડનો ઉપયોગ કીયા રોગ માટે કરવો, કેટલા વરહે એ ઝાડની વાવણી કરવી, તીની જોડે હું વાતો કરવી, તીનું હું હાંભળી લેવું - બધુંજ તે જાણતો હુતો. અંગરેજો આયવા, જંગેલો ઉજ્જડ થી'જ્યા. અંગરેજોને લસ્કરની હેરફેર કરવી હુતી. તીનો દારૂગોળો, તીના હથ્યાર તીને નક્કી વખેતમેં હુરતથી કલકત્તે પો"ચાડવા હુતા. અંગરેજે ભાયળું કે જો રેલવેના પાટા નાંખવા હોય તો તીને નીચે નાંખવા માટે લાકડાના પાટિયાં જોવે. તેવ્યો આદિવાસીને હુકમ કયરો. આદિવાસીઓએ અંગરેજને જવાબ તીરકામઠાથી આયલો. આસરે હો વરહ હુધી આવી લડાઇઓ ચાલી. પુણ તાં હુધી તો ભારતમેં વેપાર કરવાની દાનતવાળા લોકો અંગરેજને જેઇ મયલા હુતા. બિચારો આદિવાસી એકલો પડી જ્યો. છેહ્લે તીને પુણ અંગરેજના હુકમો માની લેવા પયડા. અંગરેજોએ

આદિવાસીની જમીન પર પોતાનો હક લયખો. તીનીજ મેહનતથી જંગેલો કાપવામેં આયવા. રેલવેના પાટા આખા ભારતમેં રપટવા લાયગા. આદિવાસીને દવા આલતા ઝાડ ખૂટવા લાયગા, તીનું ખાવાનું નબળું થતું જયુ. તીરકામઠું ખાલી પૂજાનું સાધન બનીર્યું. અંગરેજ અધિકારીઓને ખાલી મઝા કરવા માટે સિકારની મંજુરી મલી જી, ને આદિવાસીઓને હેહલ્યુ કે હરેણ મારવાની સજા મલવા લાયગી. આજે આ બધાનું પરિણામ તે એ સે કે ભારતની ૧૧ કરોડ આદિવાસી પરજામેંથી ૭ થી ૮ કરોડ પરજાને ખાલી મક્કી, નાગલી કે કોદરી ખાઇને દા'ડા કાઢવા પડે સે. મોટા ભાગની પરજા ઓછા ખાવાનાનો ભોગ બની જે'લી સે.

મૂળમેંથી જ આદિવાસીની બુદ્ધિ તેજ. તીને હજારો ગીતાં-કથાઓ યાદ રેહતા. તે ગીતાં મેં, તે કથાઓમેં તીનો ઈતિહાસ રે'લો હુતો. તીને બધી જ ખબર હુતી. તે બધું જ જાણતો હુતો. તીને બધુંજ યાદ હુતુ. રામ દંડકના જંગેલમેં કાં'થી કાં' કેવી કેવી રીતે જયા, અશોક જોડે તીનો હું સબંધ હુતો, રાણા પરતાપને તીણે કેવી મદદ કયરી, અંગરેજ તીનાથી કેવી રીતે ડરતો હુતો - બધુંજ. પુણ અઝાદ ભારતમેં આદિવાસીની ભાષાને જ ખતરો ઊભો થ્યો. તીનું જંગેલ, જમીન, દવાઓ, ખોરાક, પાણી બધુંજ ઝૂંટવી લીધા પછેન હાવ તીની ભાષા પુણ ઝૂંટવી લેવાનું નક્કી થ્યું. સરકારે નક્કી કયરૂં કે રાજ જો હરખી રીતે ચલા'વું હોય તો આહ્રી બધી ભાષાઓ જીવતી રાખીને નીં ચાલે. બને એતરી ભાષાઓને ખતમ કરી દેવાનું નક્કી કરવામેં આયવું.

દેહ આઝાદ થ્યો તૅર ૧૫૦૦થી વધારે ભાષાઓ બોલાતી હુતી. તીમેંથી ખાલી ૧૫ જ ભાષાને સરકારની મંજૂરી મયલી. તે પછેન કેહ્રાક લોકોએ વારૂત જીદ લીધી એતરે બીજી તૅણ ભાષાઓ તીમેં જોડવામેં આયવી. સરકાર ઘમીથી નિહાળો-કૉલેજો મળતી પૈહાની મદદ ખાલી આહ્રીજ ભાષાઓ માટે મલહે તેમ નક્કી થ્યું. વીહેક વરહમેં આ બીજી ભાષાઓ મેંથી ૧૩૫૦ ભાષાઓ ખતમ થી'જી. એ બોલતા ખાલી બે-પાંચ જ જણ બાકીર્યા. ૧૯૭૧ના વરહમેં સરકારી મે'રબાની ધરાવતી ભાષાઓને નીં ગણતા, બીજી ૯૦ ભાષાઓ જીવતી હુતી. આજે એ આંકડો ૭૦ હુધી ઉતરી જયો સે. આવતા ૨૦-૨૫ વરહમેં તે પુણ ખતમ થી'જહે. આ બધી આદિવાસીઓની મારી નાંખવામેં આવલી ભાષાઓ સે.

ભાષા જ નીં રેય તો.તે ભાષામેં હાચવી રાખેલા ગીતાં-કથાઓ તો કેવી રીતે રેય, તીમેં રે'લી પોતાની રીતેરહેમની યાદ પુણ કાંથી રેય ? ધીરે ધીરે આદિવાસીની જૂનલા વખેતથી ચાલતી આવતી મોઢે રાખેલા ઇતિહાસની, વિજ્ઞાનની ચાલી આવતી વાતો બે'રી થતી જાય સે. તે થી' જાય તે માટે સરકાર ને ભારતના બીજા સમાજો કાયેમેજ કામ કરે સે. આદિવાસીની બોલીઓને વાઢી નાખવાના આ કાવતરાને 'પ્રગતિ'નું, સુધારાનું નામ આલવામેં આયવું સે. આ સુધારો કે કુધારો ?

છેહ્રા ૭૦-૮૦ વરહોમેં ભારતમેં કારખાના આયવા. તીની જોડાજોડ સૅરો વધવા લાયગા. સૅરમેં ધૂળ ને ધૂમાડો. કારખાનાઓને લીધે સૅરનું પાણી, હવા બગડી જયા. સરૂઆતમેં તો સૅરના લોકોને કારખાનાઓનું ખેંચાણ રે'તુ. તાં નોકરી કરનારા તીયાર થાય એતરા માટે જ સૅરનું ભણાવાનું બનાવામેં આયવું હુતું. તાંની ખરાબીને લીધે માંદા થનારા લોકો માટે તાંની દવા વધારે વારૂ થતી હુતી, પુણ ધીરે ધીરે હવે આ ખેંચાણ ઓછું થતું જાય સે. હવે બધા સૅરોમેંથી કારખાના હટાવાની હવા ઊભી થી' સે.

જોકે સૅરીયાઓને કારખાનાના લાભ નીં જોયતા એવું તો ની મેં. પુણ તીમને ચોખ્ખા હવા ને પાણી જોવે સે. એતરે હાવ બધા કારખાનાઓ આદિવાસીઓના વિસતારોમેં ધકેલવાની વાત ચાલી રી' સે. કેહ્રાક કારખાનાઓ પેહલેથીજ આદિવાસીઓના વિસતારમેં ખનિજો ખોદી કાઢવા માટેજ ઊભા થે'લા હુતા. મધ્યપ્રદેશ ને બિહારમેંના આદિવાસીઓને તીમેં મજૂર રાખવામેં આયવા હુતા. તીમની બાયડીઓને વેસિયાના ધંધામેં ફસાવામેં આયવી હુતી. હાવ બાકીના વિસતારોમેં પુણ આજ હાલત ઊભી થવાની વાત સે. એતરે કે જંગેલ, જમીન, ભાષા ખોઇ નાંખેલો આદિવાસી હાવ તીની હવા ને પાણી પુણ ખોઇ નાંખહે. આ નવા કારખાનાઓમેં બધીજ મોટલી જગાઓ પર પરદેહમાંથી આવલાને નીં તો પરદેહમેંથી ભણીને

આવલા ભારતીયોને ગોઠવવામેં આવહે. નોકરનું કામ આદિવાસી કરહે.

જે 'વિમુક્ત જનજાતિ' (છૂટથી હરવા ફરવા વાળી જાતિ) કહવામેં આવેસે તે આદિવાસીઓની હાલત તો તીમનાથી પુણ ખરાબ સે. જેઓ અંગરેજોનો વિરોધ કયરો તે બધીજ જાતિઓને અંગ્રેજોએ 'ગુનેગાર જાતિ'નું નામ આયલું. ૧૯૫૨મેં ભારત સરકારે તીમને 'વિમુક્ત' જાહેર કયરા. તીમેં ભામટા, ટકારી, છારા, મધ્યપ્રદેશમેં ના ભીલ, કંજાર, વડર જેવી આસરે ૨૦૦ જાતિઓ સે. તીમને હાવ ખેતીની પુણ હમજ નીં રી'. ભણતર ને તીનાથી મલતા ધંધા પુણ નીં મેં. પોલીસથી તીમનું છેલ્લામેં છેલ્લી હદ હુધી દમન થાય સે. પોલીસ જ તીમને ચોરી કરવા, દારૂ બનાવા ઘમી લી' જાય સે ને પછેન તીમના પર દાવા ચલાવીને બઢતી મેળવે સે. પોલીસ કોટડીમેં તીમની પર, ખાસ તો તીમની બાયડીઓ પર જે દમન થાય સે તે બોલતે પુણ સરમ આવે સે.

પુણ આ બધી વાતો માટે જવાબદાર કોય ? ખાલી સરકારી દાનથી આ સવાલોનો ઉકેલ આવાનો ની મેં. આ હાલત બદલાવાની ની મેં. ૧૧ કરોડ આદિવાસીઓ ને ૬ કરોડ વિમુક્તો-થી'ને ૧૭ કરોડ આદિવાસી પરજાને સરકાર કેઘું દાન આપી હકે ? આમ પુણ ભારતની સરકાર દેવાદાર બની જેય સે. બીજા દેહો પાંહેથી દેવા કરીને માંડ માંડ કામકાજ ચલાવાય સે. પાસું મલેલા દાનમેંથી મોટલો ભાગ તો સરકારી સાહેબોના ગજવામેં જાય. આદિવાસીને તો સીધુસાદુ સાયકેલ માટેનું કરજ લેવા માટે ૫૦ થી ૬૦ ટકા લાંચ આલવી પડે સે. એતરે દાન લેવાથી આદિવાસીનો વિકાસ થવાનો નથી એ તો દેખીતું જ સે.

ને મુખ્ય સમાજ ને આદિવાસી એ બે મેં જે લડાઇ ઉભી થી' સે , તીમે ચુકાદો આદિવાસી તરફ થાય તે સક્ય ની મેં. કારણ કે મુખ્ય સમાજ જોડે બધી મારવા કાપવાની આવડત સે. અદઘરિયુ, રેલ, ગણકયંત્રો(કોમ્પ્યુટર), મોટલી મારકાપ કરી હકે તેવા રસાયણો ને દવાઓ મુખ્ય સમાજ જોડે જ સે.

આદિવાસી જોડે ની મેં કોઇ આવડત, ની મેં જમીન, ની મેં જંગલ કે ની મેં કોઇ અધિકાર. એઘુંજ નીં, પુણ તીની ભાષા પુણ આજે કોઈ હમજી લે તેમ ની મેં. આ હાલત બદલવી હોય તો આદિવાસીને બીજા સમાજના સાસ્તર ને હથિયારોને હમજવું જરૂરી સે, પુણ તીની જોડેજ પોતાની રીતેરહેમમેં નું કુદરત ને માણહ તરફનું હેત પુણ હાચવવાની જરૂર સે. વચાર જોડવાની આદિવાસીની પોતાની એક રીત સે. એવ્યું જ તીનું મુખ્ય હથિયાર સે ને ભાષા એ એકી જ રીતે તે કરી હકે સે. ભારતમેંના દરેક આદિવાસી બાયડી ને માણહે ''પોતાની ભાષા હાચવી રાખવી'' તીને પોતાનો નવો ધરમ માની લેવાની હાવ જરૂર સે. તે નીં કરીએ તો આપણા પૂરવજ આપણને કદી માફ નીં કરે. એક વખેત તેવ્યા જંગલના રાજા હુતા. આદિવાસીની આજની પેઢીએ ખાલી મુખ્ય રેલાના ગુલામ થી'ને રે'વું તીમને કદી નીં ગમે.

વારૂ નસીબે ભારતમેં આદિવાસીઓ માટેનો નવો કાયદો આવી રે'લો સે. એ કાયદાની મુખ્ય વાતો 'ઢોલ' ની આ ચોપડીમેં આયલી સે. એ કાયદો હમજી લેવો ને તીનું કારણ સફળ થાય તે માટે કામ કરવું તે આપણા બધાની ફરજ સે. ઇતિહાસે આલેલી આ છેલ્લી તક સે. તીનો વાજબી ઉપયોગ કરી લેવો જરૂરી સે.

આપણામેંથી જે પુણ ભણેલા હોય તે બધાને મારી એજ પ્રાર્થના : જંગેલ જ્યુ, રાજ જ્યુ, દવાઓ જી, પ્રાણીઓ જ્યા, હાવ આપણી ભાષા, હવા, પાણી હાચવી લો - નીંકર તે પુણ હાથમેંથી જહે. આદિવાસી રીતેરહેમ માટે અ[illegible]પાન રાખવા માંડો, નીંકર એ પુણ લાંબી ટકહે નીં. સમાજની બીજી વાતોની નકલ કરવામેં પોતાની [illegible]તને ખલાસ નીં કરી નાખો -પોતાનું માન જાળવો. એ રેય તો હજુ પુણ ઇતિહાસને એક નવો વળાંક આલવો સક્ય બનહે.

ગયા વરહે નગીન રાઠવા ને મનીષા વરીયાએ થી'ને 'તેજગઢના ગીતો' એ ચોપડી તીયાર કયરી. તીને બાહેર પાડવાના સમયે છોટાઉદેપુર મતવિસતારના સંસદસભ્ય શ્રી નારણભાઇ રાઠવા, વિધાનસભાના સભ્ય શ્રી સુખરામભાઇ રાઠવા મરાઠી લેખકો શ્રી લક્ષ્મણ ગાયકવાડ ને શ્રી લક્ષ્મણ માને હાજર હુતા. તેજગઢના બે થી તેણ હજાર રેહવાસી હાજર હુતા. તે પછેન જારે પુણ વિદ્યાર્થી કે બીજા મે'માનો તેજગઢની

મુલાકાતે જયા તૅર મનીષા ને નગીને તીમને તેજગઢના ગીતાં ગવડાયા. ઓરસંગની ઘેડે આ ગીતાં વરહોથી ગવાતા રે'લા સે. રાણી કાજલે પુણ તીમેંથી કેહ્લાક ગીતાં હાંભળ્યા ઑહે. રાણી તેજલના રાજમેં તીવારોમેં આ ગીતાંનો અવાજ હંભળાયો ઑહે. આજે આ ચોપડીમેં આ ગીતાં કાયમ માટે છપાઇ જે'લાં સે. ઓરસંગની ઘેડે તીમનો અવાજ ફરી ફરી ઉઠતો રે'હે. એકાદ પૂનેમની રાતે, રાઠવા આદિવાસીઓના ટીમલી નાચને તાલે તીમેંથી ગીતાં ગવાહે, તૅર આપણા, જંગેલના રાજા રે'લા પૂરવજો મઝેથી જોતા ઑહે - કે ઓછામેં ઓછું આપણી ભાષા, આપણા નાચ ને ગીતાં તો ટકી રે'લા સે. - તીમની મઝા ઓરસંગના રેલાની જોડે જોડે ચાંદણામેં વે'તી રે'હે. એજ ભાષાકેન્દ્રનું હપણું સે.



# આદિવાસીઓ માટેનો નવો કાયદો

**સંકલિત**

૧૯૯૬નો કાયદો ક્રમાંક ૪૦( Extension to the Scheduled Areas) આદિવાસીઓના ગ્રામપંચાયતોમેંના અધિકારોનો સે. લોકસભામેં મંજુરી મચંલા પછેન બે વરહ ના વખેતમેં આ કાયદો અલેગ અલેગ રાજયમેં મંજુરી માટે મોક્લવામેં આયવો. ૨૪ ડિસેમ્બર ૧૯૯૮ ના દાહડે આ કાયદો ભારતમેંના બધાજ અનામત આદિવાસી વિસતારોને લાગુ થહે.

૧. **કાયદાનું મથાળું :** પંચાયતો માટેની જોગવાઇ (પંચાયતોના અધિકારો)

૨. **વ્યાખ્યા :** આ કાયદામેં વાપરેલ અનામત આદિવાસી વિસતાર એ નિશાની સંવિધાનની કલમ ૨૪૪ પેટાકલમ ૧ ના અરથમેં વાપરેલી સે.

3. સંવિધાનના નવમા વિભાગમેં ગ્રામપંચાયતો માટે જે જોગવાઇઓ આપેલી સે તે બધીજ આ નવા કાયદા મુજબ આદિવાસી વિસતારોને લાગુ પડહે. તેમજ રાજયના અલેગ અલેગ મંડળો, સંવિધાનના નવમા પેટાવિભાગમેં આલેલા અધિકારો છતાં, આ કાયદામેં નીચેની બાબતોમેં ફેરફાર કરી હકે નીં.

A) પંચાયતો માટે રાજયમેં ઘડાનારો નવો કાંયદો, જે તે સમાજનો ચાલતો આવતો કાયદો,સામાજિક ને ધારમિક રિવાજો, ને ભેગા સાધનસંપત્તિની વ્યવસ્થાની ચાલી આવતી રીતોની જોડે મેળ ખાતો ઑહે.

B) ગામનો અરથ સીધી ભાષામેં - પોતાની ચાલી આવતી રીતો મુજબ કામ કરીને કામકાજ ચલાવતા સમુહની કે સમાજની વસાહત કે વસાહતોનો સમુહ કે જૂથ એમ લેવામેં આવહે.

C) દરેક ગામની પોતાની ગ્રામસભા રે'હે, જેના સભ્યોના નામ એ ગામની મતદારયાદીમેં હોવા જરૂરી સે.

D) દરેક ગ્રામસભાને પોતાના સમાજના રીતરિવાજો, રીતેરહેમ, સામુહિક સાધનસંપત્તિ ને ન્યાય વિષે ચાલી આવતી રીતને હંભાળવાનો ને હાચવવાનો અધિકાર રે'હે.

E) સામાજીક ને આર્થિક રીતે અગોળ વધવાની દરેક યોજના, કાર્યક્રમ કે ધરમના કામ માટે, ગ્રામપંચાયત તરફથી તીને કરવાનું કામ હાથ પર લેવામેં આવે તે પેહલા ગ્રામસભાની મંજુરી લેવામેં આવહે ને ગરીબી દૂર કરવા માટે કે એવીજ બીજી યોજનાઓ માટેના લાભ લેનારાની પસંદગી કરવાની ગ્રામસભાની જવાબદારી રે'હે.

F) ઉપેર (E) માં બતાયવા મુજબની યોજનાઓ, કાર્યક્રમ કે ધરમના કામ માટે નક્કી થયેલ પૈહાની જોગવાઇના વાજબી વપરાસનું પ્રમાણપત્ર ગ્રામસભા જોડેથી ગ્રામપંચાયતે લેવાનું રે'હે.

G) સંવિધાનના નવમા વિભાગને લી'ને, અનામત આદિવાસી વિસતારમેંની અનામત બેઠકો ધરાવતી દરેક પંચાયતમેંનું અનામત બેઠકોનું પરમાણ જે તે પંચાયત વિસતારમેંના અલેગ અલેગ સમાજોના એક બીજાના પરમાણ જેહું જ રે'હે.

: જો કે, અનુસૂચિત જનજાતિઓ માટેની અનામત બેઠકોની સંખ્યા અડધાથી ઓછી નીં હોય.

: ને દરેક જગાએ પંચાયત પ્રમુખની બેઠક ખાલી અનુસૂચિત જનજાતિ માટેજ અનામત રે'હે.

H) પંચાયતમેં જેનું કોઇ નીં હોય એવી અનુસૂચિત જનજાતિઓના માણહોને રાજય સરકાર વિભાગીય જીલા ખાતે પંચાયતમેં ગોઠવી હકે સે.

: જોકે, આ રીતે ગોઠવેલા સભ્યોની સંખ્યા પંચાયતમેં ચૂંટાઇ આવનાર કુલ સભ્યોની સંખ્યાના દહે એક કરતે વધારે નીં હોઇ સકે.

I) વિકાસ યોજનાઓ માટે જમીન સંપાદન કરતા પેહલા, ને આવી યોજનાઓના અસર પામેલાઓને ફરી વસાવાની ગોઠવણ કરતા પેહલા વાજબી એવી પંચાયતો કે ગ્રામસભા જોડે વાતચીત કરવામેં આવહે, પુણ આ યોજનાઓની અનામત આદિવાસી વિસતાર માટેની ગોઠવણી ને સંચાલન રાજયમેં થી જ કરવામેં આવહે.

J) અનામત આદિવાસી વિસતારમેં સામાન્ય પાણીની ગોઠવણ ને વ્યવસ્થા વાજબી હોય તે પંચાયતને હોંપવામેં આવહે.

K) અનામત આદિવાસી વિસતારમેં સામાન્ય ખનિજો માટે ખાણઉદ્યોગોને ભાડાપત્ર કે રજાચિઠ્ઠી આલતા પેહલાં વાજબી કે તીના જેવીજ ગ્રામસભા કે પંચાયતોએ કરેલા સૂચનો વચારમેં લેવા ફરજિયાત રે'હે.

L) સામાન્ય ખનિજો પેદા કરવા માટેના અધિકાર હરાજીથી આલવા માટે સવલતો આલતા પેહલા પુણ વાજબી કે તીના જેવીજ ગ્રામપંચાયતોએ કરેલા સૂચનો વચારમેં લેવા ફરજિયાત રે'હે.

M) અનામત આદિવાસી વિસતારમેંની પંચાયતોને જાતેજ કામકાજ ચલાવાની સંસ્થા હોય તેમ ગણી અધિકાર ને સત્તા આલતી વખેત વાજબી ને તીના જેવીજ પંચાયતો ને ગ્રામસભાને નીચે બતાવેલા અધિકારો મલી રે'હે તીની કાળજી સરકારે લેવાની રે'હે.

i) નસો ચઢે એવી વસ્તુઓના વેચાણ ને વપરાસ ગોઠવવાની કે તીની મનાઇ કે બંધી ફરમાવાનો અધિકાર

ii) સામાન્ય જંગેલની સંપત્તિ પરનો અધિકાર.

iii) અનામત આદિવાસી વિસતારમેંની જમીન બીજાના હાથમેં નીં જાય તે માટેનો ને ગેરકાયદેસર રીતે થે'લા આવા સોદાઓ પરં વાજબી કામ કરીને તે સોદો ખતમ કરવાનો અધિકાર

iv) કોઇ પુણ નામથી ચાલતા ગામના હાટ કે બજારને બરાબર ગોઠવવાનો અધિકાર.

v) અનુસૂચિત જનજાતિઓ જોડે થતી પૈહાની લેવડદેવડ પર રોક રાખવાનો અધિકાર.

vi) Tribal sub plan (ટ્રાઇબલ સબ પ્લાન) ને ગામના વિસતારોમેં ચાલતી બધીજ યોજનાઓ ને તે માટે આલવામેં આવલા સાધનસંપત્તિ પર રોક રાખવાનો અધિકાર.

N) પંચાયતોને જાતેજ કામકાજ ચલાવાની સંસ્થા જેમ ગણી રાજયના કાયદામેંજ એવી જોગવાઇ કરેલી રે'હે, એતરે ઉપલી પંચાયતો નીચલી પંચાયતો કે ગ્રામસભાના અધિકાર ને સત્તા ખતમ કરી હકે નીં.

O) અનામત આદિવાસી વિસતારમેંની જીલા પંચાયતોની કામકાજ કરવાની રીત ગોઠવતી વખેત જ રાજયના જ કાયદામેં સંવિધાનના છઠ્ઠા પરિશિષ્ટમાંની ગોઠવણ એવી ને એવી જ રાખવામેં આવહે.

## અનામત આદિવાસી વિસતારમેં પંચાયત કાયદાનું ભવિષ :

ઉપેર બતાવેલી કાયદાની જોગવાઇઓ અમલમેં આવે તે પેહલા સંવિધાન મુજબ એ જોગવાઇને ભારતના રાષ્ટ્રપતિની મંજૂરી મલવી જરૂરી સે. તે પછેન, ભવિષમેં ભારતની લોકસભામેં અનામત આદિવાસી વિસતારો માટેનો નવો કાયદો ઘડવામેં આવે તાં લગી, આ બધી જ જોગવાઇઓ અમલમેં રે'હે. રાષ્ટ્રપતિની મંજુરી મળે તે તારીખ હુઘી ચાલતી હોય એતરી બધી ગ્રામપંચાયતોને આ કાયદાનું બંધન રે'હે. તે પછેન પુણ, જો કોઇ રાજયમેં રાજય સરકારથી પંચાયતોના વિસતારમેં ફેરફાર કરવામેં આવે તો પુણ તે પંચાયતના વિસતારમેં આ કાયદો અમલમેં રે'હે. તીનો અરથ એ કે, ૨૪ ડિસેમ્બર ૧૯૯૮ના રોજ ભારતના બધાજ રાજયોમેં જે પુણ વિસતારો અનામત આદિવાસી વિસતારોની જેમ ચાલતા હોય તે વિસતારોમેં આદિવાસીઓની પોતાની જ કામકાજ ચલાવાની રીત ચાલુ રે'હે. તે પછેન, લોકસભામેં પૂરી બહુમતીથી સંવિધાનના નવમા પરિશિષ્ટમેં ફેરફાર કયરા વગર કોઇ પુણ સરકાર, એહ્લું જ નીં પુણ, કેન્દ્ર સરકાર પુણ આ પોતાની જાતે કામકાજ કરવાનો અધિકાર ઝૂંટવી હકે નીં.

***ગુજરાત રાજની સરકારે આ કાયદો મંજૂર કરેલો સે જે 'ગુજરાત સરકારનું ગેઝેટ' મેં નીચે મુજબ છાપવામેં આવલો સે.***

વૈધાનિક અને સંસદીય બાબતોનો વિભાગ, સચિવાલય, ગાંધીનગર
તારીખઃ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭.

તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭ના ગુજરાત રાજપત્ર, ભાગ-૪ (અસાધારણ)માં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા સન ૧૯૯૭ના ગુજરાત વટહુકમ ક્રમાંક ૧૩નો ગુજરાતી અનુવાદ આથી સર્વે લોકોની જાણ સારું પ્રસિદ્ધ કર્યો છે.

આઇ. જી. શિકારી,
સરકારના નાયબ સચિવ

**પંચાયત ગ્રામ ગૃહનિર્માણ અને ગ્રામ વિકાસ વિભાગ, સચિવાલય, ગાંધીનગર**
તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭.

**સન ૧૯૯૭ નો ગુજરાત વટહુકમ ક્રમાંક : ૧૩.**
**ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ વધુ સુધારવા બાબત વટહુકમ.**

ગુજરાત રાજયની વિધાનસભાનું સત્ર ચાલુ નથી; સન ૧૯૯૩ નો અને ગુજરાતના રાજયપાલને એવી ખાતરી થઇ છે કે ગુજરાત પંચાયત ગુજરાતનો અધિનિયમ, ૧૯૯૩ સુધારવા માટે તાત્કાલિક પગલાં લેવાનું તેમને જરુરી બનાવે ૧૮મો તેવા સંજોગો પ્રવર્તે છે. તેથી હવે, ભારતના સંવિધાનની કલમ ૨૧૩ ના ખંડ (૧) થી મળેલી સત્તાની રૂએ, ગુજરાતના રાજયપાલ. આથી નીચેનો વટહુકમ કરીને પ્રસિદ્ધ કરેછે :-

૧. **ટૂંકી સંજ્ઞા અને આરંભ :**
(૧) આ વટહુકમ, ગુજરાત પંચાયત (સુધારા) વટહુકમ ૧૯૯૭ કહેવાશે.
(૨) તે તરતજ અમલમાં આવશે.

**૨. સન ૧૯૯૩નો ગુજરાતનો ૧૮મો અધિનિયમ હંગામી રીતે સુધારવા બાબત :**
આ વટહુકમ ના અમલની મુદત દરમિયાન, ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ (જેનો આમાં હવે પછી 'મુખ્ય અધિનિયમ' તરીકે ઉલ્લેખ કર્યો છે તે) કલમ ૩ અને ૪ માં નિર્દિષ્ટ કરેલા સુધારાને અધીન રહીને અમલમાં આવશે.

**૩. સન ૧૯૯૩ના ગુજરાતના ૧૮મા અધિનિયમમાં કલમો ૨૭૮-ક અને ૨૭૮ કક દાખલ કરવા બાબત :** મુખ્ય અધિનિયમમાં, કલમ ૨૭૮ પછી, નીચેની કલમો દાખલ કરવીઃ-

૨૭૮ ક : આ અધિનિયમ, ભારતના સંવિધાનની કલમ ૨૭૮ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજયના અનુસૂચિત વિસ્તારોને, અનુસૂચિ ૪ માં નિર્દિષ્ટ કરેલા ફેરફારોને આધીન રહીને લાગુ પડશે.

૨૭૮ ક ક : અનુસુચિ ૫ માં નિર્દિષ્ટ કરેલા અધિનિયમ, ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજયના અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડતી વખતે, ચોથી કોલમમાં દર્શાવેલ પ્રમાણમાં સુધારવા જોઈશે.''

**૪. સન ૧૯૯૩ના ૧૮મા અધિનિયમમાં નવી અનુસૂચિ ૪ અને ૫ દાખલ કરવા બાબત :** મુખ્ય અધિનિયમમાં, અનુસૂચિ ૩ પછી, નીચેની અનુસૂચિઓ ઉમેરવી.

### અનુસૂચિ ૪

(જુઓ કલમ ૨૭૮ક)

(જે ફેરફારોને અધીન રહીને આ અધિનિયમ, રાજયના અનુસૂચિત વિસ્તારોને લાગુ પડશે તે ફેરફારો)

૧. કલમ ૨માં ખંડ (૧૯) પછી નીચેનો ખંડ દાખલ કરવો :-
(૧૯ક) 'અનુસૂચિત વિસ્તાર' એટલે ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાંજયના અનુસૂચિત વિસ્તારો.

૨. કલમ ૪ ને બદલે, નીચેની કલમ મુકવી :-
૪ (૧) : આ અધિનિયમથી અથવા તે હેઠળ જોગવાઈ કરી હોય તેવા કાર્યો કરવા માટે, ગામ માટે ગ્રામ સભા હોવી જોઈએ.

(૨) તે ગામના મતદાર વિભાગોના મતદારોની યાદીમાં જેમના નામો સમાવિષ્ટ કર્યા હોય તેવી વ્યક્તિઓની તે બનશે.

(૩) ગ્રામ સભા નીચેના વધારાના કાર્યો કરશે :

(ક) ગ્રામ સભાએ, ગામના રહેવાસીઓની પ્રણાલીઓ અને રિવાજો, તેમની સાંસ્કૃતિક ઓળખ, સામુહિક સાધનો અને તકરારની પતાવટની રૂઢિગત રીત સાચવી રાખવાનો અને જાળવવાનો પ્રયત્ન કરવો.

(ખ) ગ્રામ સભાએ :

(૧) સામાજિક અને આર્થિક વિકાસ માટેની યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓનો ગ્રામ પંચાયત અમલ હાથ ધરે તે પહેલાં એવી યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓ મંજૂર કરવી જોઈએ.

(૨) ગામમાં ગરીબી નિવારણ અને બીજા કાર્યક્રમો હેઠળ હિતાધિકારી તરીકે વ્યક્તિઓની ઓળખ અથવા પસંદગી માટે તે જવાબદાર રહેશે.

૩. કલમ ૭માં પેટા કલમ (૧) માં નીચેનો પરંતુક ઉમેરવો :-
પરંતુ અનુસુચિત વિસ્તારમાંના સ્થાનિક વિસ્તારના સંબંધમાં ભલામણ કરતી વખતે એવી ખાતરી કરવી જોઇએ કે તે સ્થાનિક વિસ્તાર સામાન્ય રીતે રહેવાસી અથવા રહેવાસીઓનો સમુહ અથવા નાના ગામ અથવા નાના ગામોના સમુહનો બનેલો છે, અને પ્રણાલીઓ અને રિવાજો અનુસાર પોતાના કામકાજની વ્યવસ્થા કરેછે.

૪. કલમ ૯માં, પેટા કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો :
(૧ક) સમગ્ર સ્થાનિક વિસ્તાર કોઇપણ અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય તેવી ગ્રામ પંચાયતની બાબતમાં, પેટા-ખંડ (૧) હેઠળ અનુસૂચિત આદિજાતિઓમાટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઇશે કે, જેથી કરીને આવી સંખ્યા, ગ્રામ પંચાયતમાંની બેઠકોની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહીં.

૫. કલમ ૧૦ માં, પેટા-કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા -ખંડ દાખલ કરવો :-
(૧-એ) સમગ્ર સ્થાનિક વિસ્તાર કોઇપણ અનુસૂચિત વિસ્તારોનો બનેલો હોય તેવી તાલુકા પંચાયતની બાબતમાં, ખંડ (૧) હેઠળ અનુસૂચિત આદિજાતિ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઈશે કે, જેથી કરીને, તાલુકા પંચાયતમાંની બેઠકોની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહીં.

૬. કલમ ૧૧માં, પેટા-કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો :-
(૧) સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારોનો બનેલ હોય તેવી જિલ્લા પંચાયતની બાબતમાં,ખંડ (૧) હેઠળ અનુસૂચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઇશે કે જેથી કરીને તે સંખ્યા, જિલ્લા પંચાયતમાંની બેઠકોમાંની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહીં.

૭. કલમ ૧૧ પછી નીચેની કલમ દાખલ કરવી :
૧૧ક. કોઈ કારણોસર ચૂંટણીમાં તાલુકા પંચાયત અથવા જિલ્લા પંચાયત માં અનુસૂચિત આદિજાતિનો કોઇ સભ્ય ચૂંટાય નહીં તો, રાજ્ય સરકાર, ચૂંટાવા માટે યોગ્ય હોય તેવા અનુસૂચિત આદિજાતિના સભ્યોમાંથી તે પંચાયતમાં ચૂંટાયેલા કુલ સભ્યોના એક દશાંશ કરતા વધે નહીં તેટલી સંખ્યાના સભ્યો નિયુક્ત કરી શકશે.

૮. કલમ ૫૧માં પેટા-કલમ (૨) માં :
(૧) ખંડ (ક)ને બદલે, નીચેનો મજકૂર મૂકવો :-
(ક) રાજયની તમામ ગ્રામ પંચાયતોના સરપંચના હોદ્દા અનુસૂચિત આદિજાતિઓ માટે રાજય

સરકારે અનામત રાખવા જોઈશે.

**સ્પષ્ટીકરણ :-** આ ખંડના હેતુઓ માટે, 'ગ્રામ પંચાયત' એટલે ગ્રામ પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --

(ક) પેટા-કલમ (૧) માં, ''અને'' શબ્દ કમી કરવો.

(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૯. કલમ ૬૩માં પેટા-કલમ (૨) માં --

(૧) ખંડ (ક)ને બદલે નીચેનો મજકૂર મૂકવો :-

(ક) રાજયની તમામ તાલુકા પંચાયતના પ્રમુખના તમામ હોદ્દા અનુસૂચિત આદિજાતિ માટે રાજય સરકારે અનામત રાખવા જોઇશે.

**સ્પષ્ટીકરણ :-** આ ખંડના હેતુઓ માટે 'તાલુકા પંચાયત' એટલે તાલુકા પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --

(ક) પેટા-કલમ (૧) માં 'અને' શબ્દ કમી કરવો.

(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૧૦. કલમ ૭૭માં, પેટા-કલમ (૨) માં --

(૧) ખંડ (ક) ને બદલે નીચેનો મજકૂર મૂકવો :-

(ક) રાજયની તમામ જિલ્લા પંચાયતના પ્રમુખના હોદ્દા અનુસૂચિત આદિજાતિ માટે રાજય સરકારે અનામત રાખવા જોઈશે.

**સ્પષ્ટીકરણ** :-આ ખંડના હેતુઓ માટે 'જિલ્લા પંચાયત' એટલે જિલ્લા પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --

(ક) પેટા-કલમ (૧)માં 'અને' શબ્દ કમી કરવો.

(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૧૧. કલમ ૧૦૮ માં, પેટા-કલમ (૪) પછી, નીચેની પેટા-કલમ ઉમેરવી --

(૫) (ક) આ અધિનિયમના હેતુઓ માટે, તે ગામની હકૂમતમાં આવેલ હોય તેવા વન વિસ્તારમાંથી મળી આવેલ ગૌણ વન પેદાશ ગ્રામ પંચાયતમાં નિહિત થશે.

(ખ) ખંડ (ક) હેઠળ ગ્રામ પંચાયતમાં ઉપજ નિહિત થાય તે છતાં ગુજરાત ગૌણ વન પેદાશ વ્યાપાર રાષ્ટ્રીયકરણ અધિનિયમ, ૧૯૭૯ની જોગવાઇઓ ગૌણ વન પેદાશને લાગુ પડવાનું ચાલુ રહેશે.

(ગ) ગૌણ વન પેદાશની વેચાણ ઉપજ ગામના ફંડમાં ભરવી જોઈશે અને તે તેનો ભાગ બનશે.

(ઘ) ખંડ (ક)માંના કોઇપણ મજકૂરનો અર્થ ખંડ (ક)માં ઉલ્લેખેલ વન વિસ્તારની જમીન

ગ્રામ પંચાયતમાં નિહિત થાય છે તેવો કરી શકાશે નહિ.

**સ્પષ્ટીકરણઃ** આ પેટા-કલમના હેતુઓ માટે ''ગૌણ વન પેદાશ'' એ શબ્દપ્રયોગનો અર્થ ગુજરાત ગૌણ વન પેદાશ વ્યાપાર રાષ્ટ્રીયકરણ અધિનિયમ, ૧૯૭૯ની કલમ ૨ના ખંડ (૯)માં તેનો જે અર્થ આપ્યો છે તે જ થશે.

૧૨. કલમ ૧૧૨માં, પેટા-કલમ (૧) પછી, નીચેની પેટા-કલમ દાખલ કરવી :-
(૧ક) પંચાયતે, કલમ ૪ની પેટા-કલમ (૩)ના ખંડ (ખ)ના પેટા-ખંડ (૧) માં ઉલ્લેખેલ યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓ માટે પંચાયત દ્વારા ફંડના ઉપયોગ માટેનું પ્રમાણપત્ર ગ્રામસભા પાસેથી મેળવવું જોઇશે.

૧૩. કલમ ૧૩૨ પછી નીચેની કલમ ઉમેરવી :-
૧૩૨ ક. તાલુકા પંચાયત સાથે -
(ક) કોઇપણ વિકાસ પરિયોજના માટે તાલુકામાં આવેલી કોઇ પણ જમીનનું જમીન સંપાદન અધિનિયમ ૧૮૯૪ હેઠળ સંપાદન કરતાં પહેલાં -
(ખ) આવી પરિયોજનાથી અસર પામેલી વ્યાક્તિઓના પુનઃ સ્થાપન અથવા પુનર્વસવાટ કરતાં પહેલાં -
વિચાર વિનિમય કરવો જોઇશે.

૧૪. અનુસૂચિ ૧માં --
(૧) નોંધ ૧ માં, પેટા-નોંધ (ટ) પછી, નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-
(ટ-ક) કેફી પદાર્થોના વેચાણ અને વપરાશ ઉપર પ્રતિબંધ મૂકવા અને તેનું નિયમન અથવા નિયંત્રણ કરવા બાબત.
(૨) નોંધ ૭માં, પેટા-નોંધ (ડ) પછી નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-
(ડ-૧) જળ સંસ્થાઓનું આયોજન અને વ્યવસ્થાપન બાબત
(૩) નોંધ ૧૦ પછી, નીચેની નોંધ ઉમેરવી :-
૧૧. સામાજિક ક્ષેત્રના કાર્યક્રમમાં, તમામ સામાજિક ક્ષેત્રોમાંની સંસ્થાઓ અને કર્મચારીઓ ઉપર નિયંત્રણ કરવાની સત્તા બાબત.

૧૫. અનુસૂચિ ૨ માં, ભાગ ૧માં, નોંધ ૫માં, પેટા-નોંધ (ઘ)પછી, નીચેની નવી પેટા-નોંધ ઉમેરવીઃ-
(ચ) સ્થાનિક યોજનાઓ અને આદિજાતિ પેટા-યોજનાઓ સહિત આવી યોજનાઓના સાધનો ઉપર નિયંત્રણ.

-----

## અનુસૂચિ-૫
## સુધારેલા અધિનિયમો
(જુઓ કલમ ૨૭૮ કક)

| વર્ષ | ક્રમાંક | ટૂંકી સંજ્ઞા | કેટલે સુધી સુધાર્યો |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૧૮૭૯ | સન ૧૮૭૯નો મુંબઈનો ૫મો | મુંબઈ જમીન મહેસૂલ અધિનિયમ ૧૮૭૯ | કલમ ૭૩ કક માં ---<br>**૧.** પેટા કલમો(૧) અને (૨) માં 'કલેક્ટર' એ શબ્દને બદલે 'જિલ્લા પંચાયત' એ શબ્દો મૂકવા.<br>**૨.** પેટા-કલમ (૩)માં ખંડ (ક) માં (ક)'અન્ય આદિવાસીને' એ શબ્દોને બદલે'કોઈપણ વ્યકિતને' એ શબ્દો મૂકવા.<br>(ખ)'કલેક્ટર'એ શબ્દો જે બે સ્થળે આવે છે તેને બદલે 'જિલ્લાપંચાયત' એ શબ્દો મૂકવા.<br>**૩.** પેટા-કલમ (૪)માં ખંડ (ક) માં 'આ કલમની પેટા કલમ (૧) નું અથવા' શબ્દો, કૌંસ, અને આંકડા કમી કરવા.<br>**૪.** સ્પષ્ટીકરણમાં, ખંડ (૧) પહેલાં નીચેનો ખંડ દાખલ કરવોઃ-<br>(૧ક) 'જિલ્લા પંચાયત' એટલે ભારતના સંવિધાનની કલમ ૨૪૪ ના ખંડ (૧)માં ઉલ્લેખ્યા પ્રમાણેના રાજ્યના કોઈપણ અનુસૂચિત વિસ્તારના બનેલા જિલ્લાની જિલ્લા પંચાયત, જેમાં આદિવાસી કબજો ધરાવતો હોય તે. |
| ૧૯૪૬ | સન ૧૯૪૬ નો મુંબઈનો ૩૧મો | મુંબઈનો નાણાંની ધીરધાર કરનારાઓ બાબતનો અધિનિયમ, ૧૯૪૬. | કલમ ૧૭ પછી નીચેનો મજકૂર દાખલ કરવો :-<br>**૧૭ક.** કોઈપણ નાણાંની ધીરધાર કરનાર,ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧)માં ઉલ્લેખ્યા પ્રમાણેના રાજ્યના અનુસૂચિત |

વિસ્તારમાં રહેતા અનુસૂચિત આદિજાતિના કોઇપણ સભ્યને તે ગામની ગ્રામ પંચાયતની પૂર્વ મંજૂરી સિવાય, કંઇપણ નાણાં ધીરી શકશે નહિ.

## નિવેદન

પંચાયતને લગતા ભારતના સંવિધાનના ભાગ ૯ને અનુરૂપ રાજ્યમાં પંચાયતને લગતો કાયદો લાવવા માટે, ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ અધિનિયમિત કરવામાં આવ્યો હતો. પંચાયત (અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડવા) બાબત અધિનિયમ, ૧૯૯૬ની જોગવાઇઓની કલમ ૩ની રૂએ પંચાયતને લગતી સદરહુ ભાગ ૯ની જોગવાઇઓ, સદરહુ કેન્દ્રીય અધિનિયમની કલમ ૪ માં જોગવાઇ કરેલ અપવાદો અને સુધારા-વધારાને અધીન રહીને, અનુસૂચિત વિસ્તારોને લાગુ પડે છે. રાજ્યમાં એવા કેટલાક વિસ્તારો છે, જે સંવિધાનની પાંચમી અનુસૂચિતના પરિચ્છેદ ૬ હેઠળ રાષ્ટ્રપતિએ અનુસૂચિત વિસ્તારો તરીકે જાહેર કર્યા છે. કેન્દ્રીય અધિનિયમની કલમ ૫થી પંચાયતને લગતા રાજ્ય અધિનિયમની જોગવાઇઓ, અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડ્યા પ્રમાણેના સદરહુ ભાગ ૯ની જોગવાઇઓ સાથે અસંગત થઇ શકે તે છતાં, તેને સન ૧૯૯૭ના ડિસેમ્બર મહિનાની ૨૩મી તારીખ સુધી ચાલુ રાખવા માટે જોગવાઇ કરી છે. તેથી, ગુજરાત પંચાયત અધિનિય ૧૯૯૩ને, અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડ્યા પ્રમાણેના સદરહુ ભાગ ૯ની જોગવાઇઓને અનુરૂપ રાખવાનું જરૂરી છે.

કેન્દ્રીય અધિનિયમની કલમ ૪થી, યોગ્ય સ્તરે પંચાયતોને અને ગ્રામ સભાને, બીજા કાયદા હેઠળ આવતી અમૂક બાબતોના સંબંધમાં સત્તા આપવાનું રાજ્ય વિધાનમંડળે પણ ફરમાવ્યું છે. તેથી તે બાબતોના સંબંધમાં પંચાયતોને સત્તા આપવાનું જરૂરી જણાયું છે. તદનુસાર મુંબઇ જમીન મહેસૂલ અધિનિયમ, ૧૮૭૯ અને મુંબઇ નાણાંની ધીરધાર કરનારાઓ બાબતનો અધિનિયમ, ૧૯૪૬ની સંબંધિત જોગવાઇઓ પણ સુધારવામાં આવી છે.

ગુજરાત વિધાનસભાનું સત્ર ચાલુ ન હોવાથી, ઉપર્યુક્ત ઉદ્દેશો સિદ્ધ કરવા માટે ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ અને ઉપર્યુક્ત બી અધિનિયમો સુધારવા માટે આ વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગાંધીનગર, તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭.

કૃષ્ણપાલ સિંઘ,
ગુજરાતના રાજ્યપાલ

ગુજરાતના રાજ્યપાલના હુકમથી અને તેમના નામે,

પી. બસુ,
સરકારના અધિક મુખ્ય સચિવ.

# દાબના રાજા

અરવિંદ વળવી

મહારાષ્ટ્રના ધુળે (ધુલિયા) જીલાના, અક્કલકુવા તાલુકામેં સાતપુડા ડુંગરમાળના બચડાઓમેં 'દાબ' નામનું એક ગામ આવલું સે. આ ભાગમેં આવલું આ ગામ હજારો વરહોથી વસેલું સે એમ કહવાય સે. આ વિસતારમેં રેહનારા દેહવાલી, મથવાડી ને મેવાસી ભીલ લોકોના રીતેરહેમની એક મુખ્ય જગા સે એવું માનવામેં આવેસે.

અક્કલકુવાથી મેલગી ઘમી જતા રસ્તે, સાતપુડાના બચડાનો વારૂત ભાગ વટાયવા પછેન આ ગામ આવેસે. આ ખાલી ગામનું નામ નથી. આ વિસતારના મોટલા ભાગને દાબ એમજ કહવામેં આવેસે. સાતપુડાની ઉંચી ટોચપર આવલો આ ભાગ સે, એતરે ઉનાળામેં પુણ અહીં વાયપુવન ઠંડા હોય સે. અહીં નજીકથીજ 'દેવ' નામનું કોતેળું નીકળેસે. ઇની ધેંડ ઉપેર કાયેમ બધું લીલું રેયસે. એતરે આ વિસતારના આ ભાગને દેહવાલી ભીલી ભાષામેં 'લેલોદાબ' (ઠંડા વાયપુવનવાળો દાબ) કહવાય સે.

આજથી હજારો વરહ પેહલા અહીં આદિવાસી ભીલ રાજાઓ રાજ કરતા હુતા. દેહવાલી ભાષામેં તીમને 'દાબ્ચે' (દાબના મુખી કે દાબના રાજા) કેહતા હુતા. 'કાળોંદાબ' (કાળો દાબ), હાંબર્યો દાબ (જાં ધુટારી રેયસે), વાંદર્યો દાબ (વાંદરા રેયસે એવો)ને 'કોલ દાબ'(બધાથી અગૉળસે તેવો) આ મુજબના આ વિસતારમેં ભાગ સે. કોલ દાબ એ બધાથી અગૉળ સે. અહીંનો રાજા બીજા ભાગના રાજાઓનો મુખી કહવાતો. ગોદરિયા ભાગના નોચરા પાટી, ઉગમણામેં નિંબાડી પાટી, આથમણામેં આંબૂડા પાટી ને રેવાકાછચા મેં પેલાડ પાટી ને માવચાર પાટી આવા આદિવાસી રાજ હુતા. એ બધી પાટીનો એક રાજા મુખી રેહતો. નોચરા, આંબૂડા, નિંબાડી, દેહવાલી, માવચી બધી આદિવાસી જમાતો હુતી. આ બધી જમાતનો એક એક મુખી જે તે ભાગની દેખરેખ કરતો ને એ બધાનો એક મુખી તેવ્યો-આ દાબનો રાજા કહવાતો. આ રાજમંડળના મુખીઓ બધાની મરજીથી દાબનો રાજા નક્કી કરતા. દર વરહે દહરાને દાહડે આ દાબનો રાજા દાબના રાજમંડળની તકલીફોની ચરચા વિચારણા કરવા માટે બધા રાજના મુખીઓની એક સભા લેતો. આ બધાને 'મલ હોબા' (રાજાઓની સભા) કેહવાતી હુતી. તીમેં બધાજ રાજમુખીઓ હાજર રેય એવી ઇચ્છા રાખવામેં આવતી. સભાના એક મહિના પેહલા ઢોલ વગાડીને આખા રાજમેં ઢંઢેરો ફેરવામેં આવતો. આ કામ માટે એક કોટવાલને રાખવામેં આવતો જેને વજીર કહવામેં આવતો. આ વજીર ઘોડા પર બહીને ઢોલ વગાડીને દાબના બધા ભાગમેં જેઇ ઢંઢેરો પીટતા હુતા. દાબનો એક દોધા વજીર વારૂત જાંણીતો હુતો.

પહેલા જંણાયવા મુજબ દાબના રાજાની નિમણૂંક દાબ મંડળના રાજા ને બીજા (પાંચ ડાયલા માણહો)ની મરજીથી કરવામેં આવતી. ખાસ ધ્યાન ખેંચે એવી એ વાત હુતી કે રાજાનો છોરો રાજા નીં બનતો. અત્યાચારી કે લોકોનું ભલું ન કરનાર રાજાને દાબમંડળ ને પંચોની સલાહ મુજબ રાજાની જગા છોડવી પડતી. વિના ઠાકુરનો છોરો ચિડગોવા અત્યાચારી હુતો એતરે તીને પંચમંડળે હાંકી કાયઢો ને તીની જગાએ કોલપાસૂ નામના દયાળુ ને લોકોનું ભલું કરનાર રાજાની નિમણૂંક થી'.

દાબના આદિવાસી રાજમેં દાબનો મુખ્ય રાજા, તીની સહાય માટે રાજ્યમંડળના રાજમુખીઓ, એક મુલકી ને એક લશ્કરી પંચ, એ પંચોનો એક એક સલાહકાર, એક કોઠાર પ્રમુખ (રાજા કોઠારી), આ મુજબની રાજ ચલાવવાની વ્યવસ્થા હુતી.

તારહામલ, કોલપાસૂ, નોરવાલ દેવ બધા જાણીતા રાજાઓ થી'ગ્યા. બાહા ગોર્યા ને રાજા કોઠારી નામના જાણીતા કોઠાર પ્રમુખો થ્યા. રાજમંડળના મુલકી ને લશ્કરના પંચોમેં રાજા પાંઠા ને વિના દેવ કે વિના ઠાકુર જાણીતા હુતા. આદિવાસી પરજા; દાબના રાજા, કોઠાર પ્રમુખ ને પંચના સભ્યોને દેવતાની જેમ માનતા. વારૂત ગુણવાન ને માતા માણહોને આવી જગાઓ પર રાખવામેં આવતા. દાબના રાજમંડળમેં ઘણા વારૂત ગુણવાન રાજાઓ થી'ગ્યા. તીમાંના રાજા પાંઠા ને વિના ઠાકુર એ લઢવામેં ને મંતર મારવાના જાણકાર હુતા. ચિડગોવા નામનો અત્યાચારી રાજા પોદ્યાંનો જાણકાર હુતો. એ પોદ્યાંની ભાષા હમજી હકતો હુતો. બાહા ગોર્યા નામનો કોઠાર પ્રમુખ લોકોનું ભલું કરનારો હુતો. બાર વરહનો દુકાળ થાય તો પુણ નીં ખૂટે એહ્લું અનાજ ભેગું કરી રાખેલું હુતુ. પુણ જૅર એ ભેગું કરેલું અનાજ ખૂટી પચડું તૅર તે પોતાના ઘૉરમેં રાખેલું અનાજ લોકોમેં વેં'ચી નાચખું ને તૅર પછેન એ બીજા લોકોની જેમ કંદમૂળ ખાઇકને જીવવા લાયગો.

રાજા કોલાપાસૂ પરજાનો ખૂબજ માનીતો હુતો. લોકો તીને દેવતા જેવો માનતા. તૅર પછેનના બધા રાજા કોલાપાસૂના મંદીરમેં જેઇ ઈની મૂરતીની પૂજા કરીને જ રાજાની જગાએ બેહતા.

દોદ્યા વજીર (આટા દોદ્યા) નામનો વજીર વારૂત માતો ને ખાવધરાને નામે જાણીતો હુતો.

દેહવાલી ભાષાની અનેક વાતરામેં એવું કહવામેં આવલું સે કે દાબના રાજા એ વિસતારના હૌથી પેહલા કૃષિ તજજ્ઞ (ખેતી કામના જાણકાર) હુતા. આ વાતરાઓમેં એમ પુણ કહવાયું સેકે હમણાં આ વિસતારમેં લેવાતો અનાજનો પાક એ સાતપુડાના બયડામેં થનારૂં અનાજ સે. રાળા, બર્ટો, ઉળેદ, ભાત (ડાંગેર) ને તલ બધી જાતનું અનાજ અહીંના રેહનારા જંગેલમેંથી ભેગું કરતા. જંગેલમેં થતો અનાજનો આ પાક, જંગેલમેં લાગતી આગ, પાણીનો દુકાળ કે પૂરને લીધે મટી જતો. એતરે તે અનાજ વખેતસર મળવાની ખાતરી નીં હુતી. એતરે દાબના રાજાએ કોતેળાની ધૅડ ઉપેર કામચલાઉ ખેતર બનાયવા. દેવ કોતેળાની ધૅડે, કચરાવાળી જમીનને ખેતીલાયક બનાયવી તાં જંગલમેં મલતા બર્ટો, રાળા, વરી (વરઇ), ઉડેદ, ડાંગર બધાનું બિયારૂ લી'ને તીની વાવણી કરી ને તીનો પાક લીધો. ને એ રીતે તીમની પરજાને જંગેલમેંથી મલતા આ અનાજ પોતાની રીતે કેમ પકવવા, તીની કેવી રીતે ખેતી કરવી તે બતાયવું. આ કારણે તાંના લોકો રાજાને દેવની જેમ માંની તેહવારોમેં તીમને યાદ કરતા.

દાબની વાતરાઓમેં દેહવાલી ભીલોની પુરાણકથામેં જણાયવા મુજબ હોળી, દિવાળી ને ગીંબ નામના દાબના રાજાના છોરા હુતા. તીમના નામે દેહવાલી ભીલ ને તાંની બીજી આદિવાસી પરજા, મોટલા તેહવારો ઉજવતા. દાબ રાજાનો છોરો વિના ઠાકુર ને તીનો જમાઇ રાજા પાંઠા દેહવાલી ભીલોના હૌથી મોટલા દેવ કહવાય સે. રાજા પાંઠાની રાણી યાહામોગી કે યાહાપાંઢર એ દેહવાલી, મેવાસી ને મથવાડી ભીલોની કુલદેવી સે.

દાબના રાજમેં ને તીના અલેગ અલેગ ભાગમેં જમાત પંચાયત રેહતી. ને રાજા આ પંચાયતની સલાહ મુજબ રાજ કારભાર ચલાવતો. લોકોના ઝગડાનો નિકાલ કરવા માટે ને બીજા ન્યાયના કામ માટે રાજા પંચાયતને બોલાવતો હુતો. આવા પરસંગે પંચાયત વાજબી સલાહ આલી રાજાને રાજકારભાર ચલાવામેં મદદ કરતી.

# અત્યાચાર પ્રતિબંધક ધારો

**પરેશ ચૌધરી**

આદિવાસીઓ ને દલિતો કે જેમને કાયદાની ભાષામેં અનુસૂચિત જાતિ, અનુસૂચિત જનજાતિ કહવામેં આવે સે, તીમની ઉપેર થતા અત્યાચારને રોકવા ને તીમના ભલા માટે આપણા બંધારણમેં જ જોગવાઇઓ કરવામેં આવલી સે. તે સિવાય પ્રોટેકશન ઓવ સિવિલ રાઇટ્સ એકટ ૧૯૫૫ (નાગરિક હક્ક સંરક્ષણ અધિનિયમ ૧૯૫૫) ને પ્રિવેન્શન ઓવ એટ્રોસીટી એક્ટ ૧૯૮૯ (અનુસૂચિત જાતિ અને જનજાતિ અત્યાચાર અટકાવવા બાબતનો અધિનિયમ ૧૯૮૯) બનાવામેં આયવો. પછેન હમણાંજ ૧૯૯૬મેં કેન્દ્ર સરકારે ભૂરિયા સમિતિની ભલામણોનો કાયદો બનાયવો સે કે જેથી આદિવાસીઓનું ભલુ આદિવાસીઓ પોતેજ કરી હકે. આદિવાસીઓની બગડતી જતી સામાજીક ને આર્થિક હાલતને બદલવા જરૂરી બની હકે એવી જોગવાઇઓ આ કાયદામેં કરવામેં આવલી સે.

આદિવાસીઓ - દલિતોનું શોષણ નીં થાય કે તીમના પર અત્યાચાર નીં થાય તે માટે કાયદામેં જોગવાઇ હોવા છતાં તીમની ઉપેર થતા અત્યાચાર અટક્યા નીં હુતા કે ઓછા નીં થ્યા હુતા. એતરે દલિતો-આદિવાસીઓ પર થતા અત્યાચાર રોકવા માટે ૧૧મી સપ્ટેમ્બર ૧૯૮૯ ના રોજ રાષ્ટ્રપતિની મંજૂરીથી આ કાયદો બનાવામેં આયવો સે ને અત્યાચાર અટકાવા કડક કી' હકાય એવી જોગવાઇઓ કરવામેં આવલી સે. આ કાયદાથી કામની ગણી હકાય તેવી જોગવાઇઓ આ રીતે ગણાવી હકાય :

**આદિવાસીઓને (અનુસૂચિત જનજાતિ) આ કાયદાના અરથમેં દલિતો (અનુસૂચિત જાતિ) જોડે જોડવામેં આયવા.**

અનુસૂચિત જાતિ ને અનુસૂચિત જનજાતિ શબ્દનો કોઇ ચોખ્ખો અરથ કરવામેં આયવો ની મેં, પુણ આપણા બંધારણના અનુચ્છેદ-૬૬, ખંડ-૨૪ પરમાણે અનુસૂચિત જાતિ ને ખંડ ૨૫ પરમાણે અનુસૂચિત જનજાતિનો જે અરથ કરવામેં આયવો સે તે અરથ થાય સે. આપણા બંધારણ પરમાણે અનુચ્છેદ ૪૧ ને ૩૪૨ પરમાણે કોને અનુસૂચિત જાતિ કે જનજાતિ ગણવી તે રાષ્ટ્રપતિ કોઇ રાજ્ય કે સંઘ ને રાજ્યની બાબતમેં તીના રાજ્ય સાથે વિચાર વાત કરીને રાજ્યપાત્રી જાહેરાતને ધ્યાનમેં લી'ને તીને ગણી હકાય. જેર કોઇ જ્ઞાતિ અનુસૂચિત જાતિ કે અનુસૂચિત જનજાતિ સે કે નીં તેવો સવાલ ઊઠે તૅર બંધારણના અનુચ્છેદ ૪૧ ને ૩૪૨ પરમાણે બાહર પાડવામેં આવલા વટહુકમને જ ધ્યાનમેં લી' હકાય.

**ખાસ કૉરટ ને ખાસ વકીલ :**

એ કાયદાની કલમ ૧૪ ને ૧૫ પરમાણે રાજ્ય સરકાર હાઇકૉરટના મુખ્ય જજ (ચીફ જસ્ટીસ) જોડે વિચાર વાત કરીને રાજ્યપત્રમેં જાહેરાત કરીને બધા જીલા માટે સેશન્સ કૉરટ ને ખાસ અદાલત ને (પબ્લિક પ્રોસિક્યુટર) ખાસ વકીલ તરીકે ઓળખવામેં આવહે. ગુજરાત સરકારે વટહુકમ નંબર

A.P.T.33૯૦, G.K.O.3.H. તા. ૩૧-૧-૯૦ થી ખાસ પબ્લિક પ્રોસીક્યુટર (સરકારી વકીલ) ને સેશન્સ કૉરટ ખાસ કૉરટ ની જાહેરાત બહાર પાડલી સે. આ કાયદા નીચેના કામોમેં ઝડપથી કામ થાય તે માટે ખાસ કૉરટો ને ખાસ સરકારી વકીલોને રાખવામેં આવે સે.

**દલિતો-આદિવાસીઓ ઉપેર થતા આર્થિક, રાજકીય ને મિલકત સબંધી ગુનાઓને અત્યાચાર ગણવામેં આયવો.**

આ કાયદાની કલમ -૩ પરમાણે શિક્ષાપાતર ગુનાઓ પેહલા વિભાગમેં ૧૫ પેટાકલમમેં સામાન્ય અત્યાચારોને કેંવામેં આવલા સે ને તેવા અત્યાચાર માટે ૬ વરહથી ઓછી નીં ને ૫ વરહ હુધી લંબાવી સકાય તેવી કેદની ને જોડે દંડની જોગવાઇ કે'વામેં આવલી સે. બીજા અત્યાચારોમેં કેદની સજા કે'વામેં આવલી સે જે બેઉમેં કેદની સજાની જોગવાઇ કરવામેં આવલી સે.

આ રીતે વારૂત કડક કી' હકાય તેવો આવો કાયદો હોવા છતાં હકીકતમેં તીનું પાલન કરાવીને પુણ અત્યાચારો અટકાયા નીં પુણ વયધા સે. આ કાયદાના અમલની સરૂઆતમેં જ તીનો વિરોધ કરવામેં આયવો હુતો. પેપરમેં તીને કાળો કાયદો ગણાયવો. ઉત્તર પ્રદેશમેં 'હરીજન એક્ટ'ના નામે આ કાયદો ઓળખાય સે. ખેડા જીલામેં ઘણા બધા સરપંચોએ તીનો વિરોધ કરલો. તે સિવાય રાજસ્થાનમેં આ કાયદાને બંધારણની વિરૂધનો ગણાવા એક અરજી કરવામેં આવલી હુતી. દલિતો-આદિવાસીઓ પર થતા અત્યાચારો રોકવામેં કે અટકાવામેં આ કાયદો સફળ થ્યો નીં મેં એ હકીકત સે.

ભારતીય ફોજદારી કાયદાના નિયમ પરમાણે ફોજદારી કેસો માણહ હામે નીં પુણ રાજ્ય સરકાર હામે થાય સે. એતરે કે ભોગ બનનાર માણહ તરફથી રાજ્ય સરકાર એતરે કે સરકારી વકીલ (ખાસ વકીલ) કેસ લડે સે. રાજ્ય સરકાર એક બધાને હરખા ગણાતી સંસ્થા સે તેવો અરથ થાયસે પુણ જ્ઞાતિવ્યવસ્થા ને આર્થિક અસમાનતાથી ઘેરાયેલા રાજ્યતંત્રને બધાને હરખા ગણતી સંસ્થા સે એમ માની લેવું વાજબી જણાતું નીં મેં. તેમજ સરકાર માત્ર કાયદો ઘડીને પોતાની જવાબદારીમેંથી છટકી જાય તે પુણ વાજબી જણાતુ નીં મેં.



# દેહવાલી કથા ને વાતરાઓ

નિર્મલપ્રસાદ રાઠવા

દેહવાલી ભાષામેં લોકકથાઓને 'ગોંચો' કહવામેં આવે સે. આ ભાષામેં ઘણી બધી લોક કથાઓ સે. આ કથાઓ કે'નારા ખાસ લોકો હોય સે; તીમને 'ગોંચીવાલા' એતરે કથી કે કથા કે'નાર કહવાય સે. આ કથા કહવાય તેર 'કથા લગાડવી' કહવાય સે. તીની જોડે બે જોડીદાર હોય સે. એક 'હાંકાર' કે'નાર ને બીજો સૂર પકડનારો. કથી વાત કે'તો જાય તેર હાંકારો હાં હાં કીયા કરે ને સૂર પકડનારો સૂર ઘરે ને વાતરા અગોળ ચલાવામેં મદદ કરે. કેહીક વાતરાઓમેં ગીતાં પુણ આવે સે. તીને 'રડવું' કહવાય સે.

શ્રી નિર્મલપ્રસાદ રાઠવા દેહવાલી લોકકથાના સોખીન સે. તે દેહવાલીની ઘણી બધી કથાઓ જાણે સે. તે પોતે આવી કથા કે'ય સે ને હાંબળે સે. દેહવાલીમેં વાઘડો, ખોખડી, પોદ્યાં, ચોર, ભણેલો માણહ બધાની ઘણી કથાઓ સે. તીમેંથી અહીં તેણ કથાઓ લેવામેં આવલી સે. દેહવાલી ભૂત-પલેતમેં વિસવાસ રાખે સે. એતરે તીમની વાતરાઓમેં ઘણી જાતના ભૂત-પલેત આવે સે. તીમેં 'ડોહલો પૂંત' (ડાયલુ ભૂત) ગરીબોને કેવી રીતે મદદ કરેસે તે બતાવામેં આવલું સે. બીજી કથા 'વાગા ફોજૂતી' ની સે. તીમેં બીજાઓને કાયેમ ઠગનાર ખોખડી ને વાઘડાને એક બોકડો કેવી રીતે ઠગે સે તીની વાતરા સે. 'ડુંગરકો ચાલ ચીડી કુર્રર્' આ એક વારૂત મઝા પડે એવી કથા સે. તીમેં એક ઇમાનદાર કૂકડો પોતાના માલેકની કેવી રીતે મદદ કરે સે, તીના કામમેં પોતાનો જીવ પુણ આલી દે સે ને મટી ગયા પછેન પુણ તે આ માલિકની કેવી સેવા કરે સે તે કહવાયું સે.

## પોહલો પોયરો અને ડોહલો પૂત : અનાથ છોરો ને ડાહલુ ભૂત

(કથી ને તીના જોડીદારો કથા કે'વા માટે બહા સે ને તીની આજુબાજુ નાનલા-મોટલા લોકો વાતરા હાંબળવા માટે બહા સે.)

કથી : અરે છોરાઓ તમુ હાંબળો સો ને ?

હોકારો : હો ઽઽઽ

કથીઃ પેહલાના જમાનામેં એક નાનલું ગામ હુતું. તે ગામમેં એક અનાથ છોરો રેહતો હુતો. તીની આશ પુણ નીં હુતી નેબાહ પુણ નીં હુતો. એખલોજ હુતો એ બચારો. ગામમેં એખ ઝૂંપડી હુતી. તીની તીમેં એ રેહતેલો.

હોકારાઃ હોં ઽઽઽ. પછેન ?

કથીઃ પછેન હું, બચારાને કદીક ખાવાનું મલે તો કદીક કાંઇ જ નીં. જેર ખાવાનું નીં મલે તેર પાણી પીવે ને દાહડો પૂરો કરે. દાહડો તો જેમતેમ પૂરો કરે પુણ રાતે ? રાતે ઊંઘ કાંથીન આવે ?

સૂર ઘરનારઃ હાયુ, બચારો ઘણીજ આફતમેં હુતો.

કથીઃ હા તો ! ઘણી જ મોટલી આફત ! પુણ કરે હું બચારો ? નાનેથી જ આશબાહ મટી જે'લા. નીં ભાસ, નીં બેન, નીં જાત, નીં જમાત. કરે હું બચારો અનાથ જીવ ?

હોકારોઃ હોં ડડડ. પછેન અગૉળ હું થ્યુ ?

કથીઃ હું થાય ? એકવાર બચારાને ચાર દાહડા ખાવાનું નીં મયલું. ચાર દાહડામેં તો તીની આંખો ઊંડી ઉતરી જેય, પેટ અંદેર બહી જ્યુ. ભર બપોરા આંખે અંદારૂ દેખાય. પુણ આપણી જાત કેવી ? ગમે એતરી ભૂખ લાગે પુણ ભીખ નીં માગે કે ચોરી નીં કરે. એ બચારો કૂતરાની જેમ હુંટિયું વાળીને ઝૂંપડીમેં પડી રીયો. ને ખાવાનું કાંથીન મલે તીનો વચાર જોડવા લાયગો.

સૂર ધરનારઃ હાચુ, ઘણી જ મોટલી આફત !

હોકારોઃ હાં ભઇ હાં - હાચુ મોટલી આફત સે . પુણ પછેન હું થ્યુ એ તો કો'. આ બધા લોકો તમારી વાતરા આહ્યું ઘ્યાન દી'ને હાંબળે સે, ને તમારી વાતરા અગૉળ વધતી જ નીં. તાંની તાંજ સે. આવુંજ ચાયલા કરહે તો રાત પૂરી થી' જહે તો તમારી વાતરા પૂરી નીં થાય. હાવ કો' અગૉળ હું થ્યુ ?

કથીઃ તો-એ ગામ પાંહેથી એક કોતેળુ વે'તેલુ. તીની ધેંડે ઉંબિયા ને પીપળાના ઝાડ હુતા. ઉંબિયા ઉપેર પાકા ઉંબિયા લાગતા. તે ભાળીને તીના મનમેં વચાર આયવો કે કોતેળાની ધેંડે આવલા ઉંબિયા ને પીપળાના ઝાડની તપાહ કરીએ. એવું વચારી એ કોતેળા ઘમી ચાલવા લાયગો. હું કરે બચારો ? ચલાતું નીં હુતુ, તો પુણ પેટમેં ભૂખ લી'ને બચારો ચાલતો હુતો. પેટ રડતું હુતુ પુણ તે ચાલતો જતો હુતો.

સૂર ધરનાર : આ પાપી પેટ નીં હોત તો કેહ્યું વારૂ ?

કથીઃ હાં તો- પુણ જન-જનાવર, વીંછી, ગહળો, ડેટકું બધાને પેટ જ વેઠ કરાવે સે ને ? જાં પેટ સે તાં ભૂખ તો ખરીજ.

હોકારોઃ હાં - તો પછેન ?

કથીઃ પછેન એ બચારો ધીરેધીરે કોતેળાની ધેંડે ચાલતો ચાલતો આમતેમ ભાળી, કંઇ ખાવાનું મલે સે કે કેમ તે ભાળવા લાયગો. એતરામેં એક બેડાના ઝાડ નીચે તે એક ડ ા હ લ ા નેં બેઠેલો ભાયળો. તે એખ પથરા પર બહીને ટાટિયાનો થેલો હીવતો હુતો. ડાહલો માતો હુતો ને તીને માથે વારૂત મોટલી ચોટલી હુતી. તીનું આં ડર લાગે તેવું રૂપ ભાળીને છોરો ગભરાઇ જ્યો.

હોકારોઃ હાં - પછેન ?

કથીઃ પછેન એ છોરાને ભાળીને ડાહલો જોરથી આયળીને પૂયછું, ''કેમ લા ? તું કોનો છોરો સે, ને અહીં ઝાડવામેં હું હોધે સે ?'' તો એ છોરાની આંખમેં પાણી આવી જ્યુ. તે કીધુ, ''ડાહલાબાહ, મેં એક અનાથ છોરો સું. મારા આશ-બાહ, જાત-જમાત કોઇ નીં મેં. હામેના ગામમેં મારી એક નાનલી ઝૂંપડી સે, તાં મેં રે'મ સું. મેં તમુને હું કમ ? દાદાજી, છેહ્રા ચાર દાહડાથી અનાજનો એક દાણો મારા પેટમેં જ્યો નીં મેં. એતરે મેં આ કોતેળાની ધેંડે ઉંબિયા ને પીપળાના ફળ ખાવા માટે હોધી રીયો સું .'' આ કેહતેજ છોરાની આંખમેંથી આંહુડાની ધાર વે'વા લાયગી.

સૂર ધરનારઃ પુણ....આ ડાહલો કોય હુતો ? ને તાં ઝાડવામેં બહીને ટાટિયાનો થેલો હું કામ હીવતો હુતો ?

કથીઃ અરે બાબા, આપણે બધી જાતના ભૂતોમેં માનીએ સે. જેમકે મહાણનું ભૂત, આગ્યા વેતાળ, બગલા ભૂત, ડાહલા ભૂત બધા. તો આ થેલો હીવનારુ ડાહલુ ભૂત હુતુ. બધા ભૂતોમેં આ વારૂ ને દયા કરનારૂ ભૂત હોય સે. ગરીબ ને હુકાયેલા લોકોને તે મદદ કરે સે. ભૂયખાને

ખાવાનું ને દુખીયારાને ધેંન આલે સે.

સૂર ધરનારઃ પુણ તે કોથળો હું કામ હીવતુ હતુ ?

કથીઃ હાંબળ તો ખરો, તે જ કેમ સું. તો કોતેળાથી નજીક એક ખેતર હતુ. તાં ખેડૂતો ઘઉંના છોડાં કાઢવાનું કામ કરતા હુતા. આ ભૂત તીમની જોડે ઘઉંની ભીખ માંગવા જવાનું હુતુ. એતરામેં આ અનાથ છોરો તીની જોડે જેઇ પોંચયો. તીની વાત હાંબળી ભૂતે કીધું, ''તું ચાર દાહડાનો ભૂયખો સે તો જરા ધીરો પડ. આ થેલો મેં હીવી લઉં તાં હુધી તુ મારી જોડે બહ. તૅર પછેન આપણે પેલા ખેતરમેં જેઇ ખેડૂતો જોડેથી ઘઉં લી' આવહું.'' એમ કે'તે કે'તે તે જલદીથી થોલો હીવી કાયઢો. પછેન તે પેલા છોરાને કીધું, ''લે આ થેલો ઝાલ ને મારા ખભે બહી જા. આપણે પેલા ખેતર હુધી જાઇએ તાં હુધી તુ તારી આંખો બંધ રાખ.'' એમ કહી એ ડાહલુ ભૂત પેલા છોરાને ખભે બહાડી વાદળમેં ઊડી જ્યુ. છોરો તીના ખભાને પકડીને આંખો બંધ કરીને બહી રીયો. અદ્દઘરિયા જેવો અવાજ કરતુ ભૂત ખેતરમેં ઉતયરૂં. પછેન તે છોરાને કીધું, ''ચાલ, હાવ કોથળો જલદીથી ભરી લે.'' હાવ મઝાની વાત હાંબળો. બાજુમેં બેઠેલા ખેડૂતો આ બેઉને દેખાતા હુતા પુણ એ લોકો આ બે જણને ભાળી હકતા નીં હુતા... અરે -પુણ આલ્લી વાતરા મેં કે'તો જામ સું તો હોકારા કેમ કંઇ બોલતા નીં મેં ? હુઇ જયા કે હું ?

હોકારાઃ નીં, નીં, હુઇ નીં જયા. હાવ વાતરામેં વારૂત રસ પચડો સે.

કથીઃ હાં - તો પછેન .... કોથળો ભરતે ભરતે પેલા છોરા- ના મનમેં એક વચાર આયવો, કે આ ડાહલાએ કોતેળા ઉપરથી જતી વખેત મુને આંખો બંધ કરી દેવા હું કામ કીધું ઑહે ? ને જૅર હમુ વાદળમેં ઉડતા હુતા તૅર અદ્દઘરિયા જેવો અવાજ કાંથી આવતો હુતો ? આખરે છોરૂં હુતુ - ભૂખ ભૂલી જેઇ દુખનો વચાર જોડતો થી'જયો. આવાજ વચારમેં ને વચારમેં તે થેલો પૂરો ભરી લીધો. પછેન ડાહલા ભૂતે જલદી જલદીથી થેલો હીવીને બંધ કરી દીધો. એક ખભે થોલો મેલીને પેલા છોરાને ભૂતે કીધુ, ''હાવ મારા બીજા ખભે બહી જા ને યાદ રાખ, મેં જા હુધી કૅમ નીં તાં હુધી તારી આંખો ખોલતો નીં.'' છોરાએ આંખો મીંચી લીધી. ને ભૂત વાદળમેં ઉડવા લાયગું. ઉડતા ભેરજ જોરમેં પુવનનો એક ઝાટકો તીની ઉપેર ફરી વયળો ને અદ્દઘરિયા જેવો અવાજ આ'વા લાયગો. તૅર છોરાને લાયગું કે આ હાનો અવાજ આવી રે'લો સે? જરેક ઝીણી આંખો ખોલી જોવામેં હું વાંઘો સે ? એમ વચાર કરી તે જરેક આંખો ખોયલી ને ભાયળું તો ભૂતની ચોટલી પુવનમેં ફરફર ઉડતી હુતી ને તીનો અવાજ આવતો હુતો. તે ભાળી છોરો મોટેમોટેથી હાંહવા લાયગો. તીની હાથેજ એ ચોટલી ફરકતી બંધ થી'જેઇ ને બેઉ જણ થેલા હાથે પેલા ઘઉંના ઢગલા પર ધાડ દી'ને પડી જયા. અવાજ હાંભળીને બાજુમેં બેઠેલા ખેડૂતો ચમકી જયા, ને હાથમેં ડંડા લી'ને ઢગલા ઘમી દોયડા.

હોકારોઃ હો ડડડ.

સૂર ધરનારઃ હાં તો પછેન તેવ્યા બધા ભેગા થી'ને બે જણાને વારૂત ઠોય્યા ઑહે નીં ?

કથીઃ હાચે તો એવું થાત. પેલા બે જણા લોકોને ભાળતા હુતા પુણ લોકો તીમને ભાળી હકતા નીં હુતા.

સૂર ધરનારઃ તો પછેન પેલા બે જણાએ ઢગલા પર ચૂપચાપ બહી રીયા ઑહે નીં ?

કથીઃ નીં, તે ઊભા થ્યા. ડાહલા ભૂતે છોરાને કીધું, ''જો દીકરા, આ વખેત તને માફ કરું સું. ફરીથી આવી ભૂલ નીં કરતો. આપુણ મુકામ પર નીં પોં'ચીએ તાં હુધી તારે આંખો નીં ખોલવાની, બહ હાવ મારા ખભા પર''. ને તીને લેઇને ભૂત પાછું વાદળમેં ઉચડું.

હોકરોઃ હો ડડ. તો પછેન હું થ્યુ ?

કથીઃ આ છોરાની જાત જ ખરાબ. વાદળમેં ઉડતાની હાથેજ ભૂતની પૂછડી કેવી દેખાય સે તે ભાળવાનું તીને મન થ્યુ. ની ભૂતને તીની ખબર પડી જેઇ. તીણે એજ ઘડીએ છોરાને નીચે ફેંકી દીધો ને ભૂત તીના મુકામે પો''ચી જ્યુ. છોરો પાછો ઘઉંના ઢગલા પર જેઇ પચડો. લોકો ડંડા લેઇને ઢગલા ઘમી રપટીને આયવાને છોરાને વારૂત ઠોચ્યો. છેલ્લે છોરાએ કબૂલ કચરૂં.

સૂર ઘરનારઃ હું કબૂલ કચરૂં ?

કથીઃ કે એ ડાહલા ભૂત જોડે તાં ભૂતોનો ભાગ લેવા આયવો હુતો, પુણ ભૂત તીને તાંજ ઢગલા પર ફેંકીને તાંથી ઢાંહી જ્યુ હુતુ. મેં એક અનાથ છોરો સું. કોઇ ભૂત-પલેત કે ચોર નીં મેં. તો મને ઠોકહો નીં. મેં ચાર દાહડાનો ભૂયખો સું. હામેના ગામમેં એક નાનલી ઝૂંપડીમેં રે'મ સું. હાવ મને જવા દો.

હોકારોઃ હો ડડ પછેન ?

કથીઃ તો છોરાની વાત હાંબળી લોકોને તીની દયા આયવી. તે છોરાને અરઘો મણ ઘઉં આયલા ને કીધું, ''જા ભાઇ જા તારી ઘૉર, ને હાવ અહીં આવે તૅર હામી વાટે આવજે, આમ ચોરની જેમ નીં આવતો''

હોકારોઃ હાં તો પછેન.

કથીઃ માર ખાધો હુતો તીણે પુણ આહ્રા બધા ઘઉં એક હાથે મલેલા ભાળીને એ છોરો ખૂસ થી'જ્યો ને બોયલો કે ચાલો હાવ થોડા દાહડા તો ખાવાની ચિંતા મચટી. પછેનની વાત પછેન ભાળી લે'હુ.

હોકારોઃ હાં...પૂરી થેઇ વાતરા?

કથીઃ હાં-પૂરી થેઇ, કેવી લાયગી ?

સૂર ઘરનારઃ ઘણીજ વારૂ સે વાતરા. છોરાઓએ મોટલા કેચ તેમ કરવું જોવે. પોતાનું ડા'પણ વાપરવું નીં જોવે, નીં તો ફાયદો થવાને બદલે નુકસાન જ થાય સે ને સજા મલે સે તે નફામેં.

હોકારોઃ હાં ભઇ હાં ડડ

## વાગાં ફોજુતી : વાઘડાનો ફજેતો

જંગેલને છેડે એક ગામ હુતુ. તાં એક માણહ રેહતેલો. તીની જોડે ઘણી બોકડીઓ હુતી. તીમેંથી દહ-બાર બોકડીઓ વિયાઇ. એ માણહ એખલો હુતો એતરે બોકડીના પોર્યાંઓને ઘૉરના વાડામેં બંધ કરી દેઇ તે બોકડાંને જંગેલમેં ચરાવા લી' જતો. એતરે તે જૅર જંગેલમેં જતો તૅર તીનું ઘૉર સુનું રેહતુ.

એક દાહડે તે જૅર જંગેલમેં બકરા ચરવા જ્યો તૅર તીના ઘૉરમેં એક વાઘડો આયવો. વાડામેં ઘૂસી જેઇ તીણે બે-તૅણ પોર્યાંને મારી ખાધા. હાંજે જૅર તે માણહ ઘૉર આયવો તૅર તીને વાડામેં લોઇના ડાઘા દેખાયા ને વાઘડાના પંજાના નિસાન દેખાયા. બાકીના પોર્યાં ડરીને એક ખૂણામેં હતાય જ્યા હુતા. તીને ખબર પડી જેઇ કે અહીં વાઘડો આયવો હુતો ને તે પોર્યાંને મારીને ખાધા સે. તીણે વચાર જોયડો, ''કંઇ વાંધો નીં, આહ્રા બધા પોર્યાંમેંથી બે-તૅણ જ ઓછા થ્યા સે ને, ચાલે હાવ !'' આવું ચિંતા કચરા વગેર તીણે વચાયરૂ. બીજે દાહડે એ જંગેલમેં જ્યો તૅર પાછો વાઘડો આયવો. તે પાછો બે-તૅણ પોર્યાંને મારી ખાધા. બચારી તીમની આશ તીમના નવા જણેલા પોર્યાંને હોધતા આખી રાત બેં બેં કરતી રી'. પુણ તીમના માલેકને તીમની કોઇ દયા આયવી નીં કે કોઇ ફિકર થી' નીં. તે વચાર જોયડો, ''જવા દો ને ! આપણી જોડે આહ્રી બધી બોકડીઓ સે, તીમેંથી બે-તૅણ ઓછી થી' તો હું થ્યુ ?''

તે બોકડીઓમેં એક બોકડો હુતો. માતો ! તીને માલેક પર ખૂબ ગુસ્સો આયવો. તીણે મનમેં વચાર

જોયડો, ''રોજ રોજ આ વાઘડો બચારા પોર્યાંને ખાય જાય સે. પુણ આને કોઇ ફિકર ચિંતા નીં મેં ! હાવ મારેજ કંઇ બંદોબસ્ત કરવો પડહે, પછેન ભલે મેં મરી જાંમ !''

તીજે દાહડે જેર પેલો માણહ બોકડાંને જંગેલમેં લી' જવા નીકયડો, બોકડાએ માણહને કીધું, ''ડાહલાબાહ મુને આજે ઠીક નથી, એતરે મેં તમારી જોડે નીં આવું,મુને ઘોરજ રેહવા દો.'' માણહે કીધું, ''અરે, અહીં વાઘડો આવે સે, તે તને ખાય જાહે.''બોકડાએ કીધુ, ''આવહે તેર જોઇ લેવાહે, મારાથી તો આજે ચલાતુ નીં મેં.'' એમ કી' બોકડો વાડામેં જ બહી જયો. પોર્યાં જોડે તીને પુણ વાડામેં પુરી દેઇ માણહ જંગલમેં જાતી રીયો.

ભરબપોરા વાઘડો લપાતો લપાતો તાં આયવો ને તેણે વાડામેં ડોકિયું કરીને ભાયળું તો પોર્યાં જોડે એક મોટલો બોકડો પુણ બહેલો દેખાયો. વાઘડો આયવાની ખબેર પડતા હાથેજ બોકડો હિંમતથી ઊભો થ્યો ને મોટલા અવાજે આયળો, ''આવ, ભાઇ, આવ. ઘણા વરહો પછેન મને તારા જેવો માતો સિકાર મયલો સે. તુ આવાનો સે તીની મને ખબર હુતી, ને એતરે જ મેં અહીં રોકાયો સું, જંગેલમેં નીં જયો.'' એમ કહી બોકડો જોર જોરમેં આયળો ને ગરદન ધૂણાવી પોંગ જમીન પર પછાયડા.

બોકડાનું આ રૂપ ભાળી વાઘડો બીહી જયો. તીણે વચાર જોયડો, કંઇ કે'વાય નીં, કદાચ આજે આ મને ખાઇ નાંખહે તો ? એમ વચારી તે જંગેલમેં ઢાંહી જયો. તાં વાટમેં તીને એક ખોખડી મલી. તે પૂયછું, ''કાં દાદ, આવા હાંફળા હાંફળા થી'તમુ જંગેલ ઘમી કેમ ભાગી ર્યા સો ?'' વાઘડાએ બધી વાત તીને હંબળાવી. ખોખડી કીધું,''અરે, તમુ તો જંગેલના રાજા કે'વાવ. બધા કરતે માતા, ને એક બોકડાથી ડરી જયા ? હાંબળો ભાસ, બોકડા વાઘડાને નીં, ઘાસને ખાય સે.''પુણ વાઘડાને વિસવાસ નીં થ્યો. પછેન ખોખડીએ તીને ફરી હમજાયો. ''તમુને એ બોકડાએ છેતર્યા. અરે તીને ખાવાનો આહ્લો સરસ લાગ આયવો ને તમુ તીનાથી ડરી જયા ? ચાલ મેં તારી જોડે આવું સું. તીનો માલેક પાછો આવે તે પેહલા આપુણ તાં પોં'ચી જાઇએ ને તીને ખાઇ નાંખીએ.''

એમ કી' એ પાછા ગામઘમી ચાલવા લાયગા. એ જાં બોકડો બઠો હુતો એ વાડામેં પોં'ચી જયા. એ બેઉને ભાળી બોકડો ગુસ્સે થી' મોટલેથી આયળો, ''સાલા હરામખોર, પાંચ વાઘડા લી' આવુ તમુને ખાવા માટે એમ કી' મારી જોડેથી પાંચહો રૂપિયા લી'જયો ને એખને જ લી' આયવો, મને છેતરે સે ? લાવ પેહલા તનેજ ખાઇ નાંખુ, પછેન વાઘડાને !'' એમ આળતો આળતો એ વાડામેં ઉછળવા લાયગો. તીને ડરાવા માટે વાઘડો બૂમ પાયડી, પુણ બોકડાએ ડયરા વગેર કીધું, ''અરે, તું ગમે એહ્લો મ્યાંઉ મ્યાંઉ કર, આજ મેં તને છોડવાનો નથી, પુણ પેહલા આ ઠગને પતાવી દેમ.'' એમ કી' એ ખોખડી ને ફરી વયળો. તીને હીંગડામેં ભેરવી ગોળ ગોળ ફેરવી જમીન પર પછાયડો. પછેન વાઘડાને કીધું, ''હાવ તુ આવ, પોર્યાંને ખાય સે કેમ ? આજ મેં તને તારી જાત બતાવી દેમ.''

આ ભાળી વાઘડો ખોખડી ઘમી જયો ને કીધું, ''કેમ લા, મને જંગેલનો રાજા કી' પટાવી અહીં વેચવા માટે લી' આયવો સે કેમ ?'' વાઘડાનું આ રૂપ ભાળી ખોખડી પૂંસડી દબાવી નાહવા માંડી. વાઘડો તીની પછાળ રપટ્યો.

બોકડાના બરાડા ને વાઘની બૂમ હાંબળી ગામના લોકો ચેતી જયા. તે બધા લાકડીઓ, ડાંગો, ભાલા કુહાડીઓ લી' વાઘડાની પછાળ રપટ્યા. વાઘડાના ડરથી ભાગતી ખોખડી ને તીની પછાળ લોકોના ડરથી ભાગતો વાઘડો. એ દાહડાથી વાઘડો પાછો ગામમેં આયવો નીં. ને એ રીતે, બોકડાએ પોતાના જીવના જોખમે, વાઘડાને ભગાડી મેલ્યો ને ગામ લોકોને ચેતવ્યા.

# ડુંગરકો ચાલ ચિડી કુર્રર્ર

વારૂત જૂનલી વાતરા સે આ. એક ગામમેં એક ડાહલો ને ડાહલી રે'તા હુતા. તીમને કોઇ છોરાં નીં હુતા. થોડી ખેતરની જમીન હુતી તીનાથી ખાવાનું મલતુ હુતુ.

તેવ્યા એક કૂકડો રાયખો હુતો. તે તીમને ખૂબ વા'લો હુતો. તેવ્યા તીને છોરા જેવોજ ગણતા ને તે કૂકડો હુતો પુણ એવો, માતો ને વટવાળો. ડાહલાનો એ વારૂત લાડકો હુતો. તીને તે ખેતરમેં પુણ લી'જતો.

એક વરહે ડાહલાએ ખેતરમેં રાળાનો પાક લીધો. એ વરહે વહરાત પુણ વારૂ થ્યો એતરે પાક પુણ વારૂ આયવો. પાક કાપવા માટે તીયાર થવા આયવો તૅર ડાહલો ખેતરમેંજ રહવા લાયગો. કૂકડો પુણ ડાહલાની જોડેજ ખેતરને હાચવવા રહવા લાયગો.

એક દાહડે ડાહલાને ઠીક લાગતું નીં હુતુ. એતરે તેવ્યો વચાર જોયડો કે, ચાલને ઘૉર જેઇ દવા લી'ને થોડો આરામ કરૂં, પુણ ખેતર રેઢું છોડીને જાય તૅર નુકસાન થાય. તાં રખવાળ કોય કરે, એવી ચિંતા પુણ તીને થવા લાયગી. ને તેવ્યો વચારમેં પડી જયો. છેવટે તેવ્યાએ કૂકડાને તીના મનની વાત કીધી.

ડાહલાની વાત હાંબળી કૂકડાએ કીધું, ''ડાહલાબાહ, તમુ જરા પુણ ચિંતા કરતા નીં. તમુને ઠીક લાગતું નીં હોય તો તમુ ઘૉર જાવ ને આરામ કરો. ખેતરની રખવાળ મેં કરેહ.''

કૂકડાની વાત હાંબળી ડાહલો ખૂસ થી'જયો. પુણ કૂકડો ડાહલાની ચિંતાનું કારણ હમજી જયો. તેવ્યો કીધું, ''ડાહલાબાહ, તમુ મારી પુણ ચિંતા કરતા નીં. મેં ખેતરની બરાબર રખવાળ કરહી. તમુ ચિંતા કયરા વગેર ઘૉર જાવ.''

કૂકડાની વાત હાંબળી ડાહલો ઘૉર જયો. રાતે ખેતરની રખવાળ કરવા માટે કૂકડો માંડવા પર ચડી જયો.

અરધી રાતે બે ચોટ્ટા ખેતરમાં ઘૂસી જયા ને ઊભા પાકમેંથી વારૂવારૂ ડૂંડા કાપવા માંયડા. તીમના હાથમેં ધારિયા હુતા ને તેવ્યા જલ્દી જલ્દી ડૂંડા કાપતા હુતા.

કૂકડો વચારમેં પડી જયો. હાવ હું કરવું ? ઘડીક વાર વચારીને તેવ્યો એકદમ જોરથી આયળો, ''એય રાળા કાપતા નીં, નીંકર મેં ડાહલાબાહને કી' દેવા. ડુંગરકો ચાલ ચિડી કુર્રર્ર..''એમ કી'એ માંડવા પરથી ઊડીને બાજુના ઝાડ પર જેઇ બઠો. તીનો અવાજ હાંબળી ચોટ્ટા ચમકી જયા. તેવ્યા આજૂબાજૂ ભાયળું પુણ કોઇ દેખાયું નીં. એતરે તેવ્યા પાછા રાળો કાપવા લાયગા. કૂકડો ઝાડ પર ચૂપચાપ બઠો હુતો. પુણ પાછા તેવ્યાને કાપતા ભાયળા એતરે તેવ્યો પાછો આયળો, ''એ ડડ... રાળો કાપતા નીં, નીંકર મેં ડાહલાબાહને કી'દેવા. ડુંગરકો ચાલ ચિડી કુર્રર્ર..''એહુ બોલી તે ઝાડ પરથી ઊડીને માંડવા પર આવી બઠો.

તીને ભાળીને ચોટ્ટા કીધુ, ''અરે, આતો પેલા ડાહલાનો કૂકડો સે. તે આપુણની ચોરીનું ડાહલાને કી'દેહે, તો લાવને તીને મારી આપુણ ખાઇ જાયે.'' એમ કી' બેઉ ચોટ્ટા રાળા કાપવાનું છોડી કૂકડાની પછાળ પડી જયા. કૂકડો માંડવા પરથી ઊડી ઝાડ પર જાય ને ઝાડ પરથી ઊડી પાછો માંડવા પર આવે. આવું ઘણી વાર હુધી ચાયલું. છેવટે કૂકડો થાકી જયો. તીને ચોટ્ટાએ પકડી લીધો ને હલાલ કરી તાંજ માંડવા જોડે દેવતા હળગાવી સેકીને ખાઇ જયા. તૅર પછેન તેવ્યા પાછા રાળા કાપવા લાયગા.

કૂકડો મટી જયો, પુણ તીનો જીવ પેલા ચોટ્ટાના પેટમેં ઉતરી જયો. ચોટ્ટાને પાછા રાળા કાપતા ભાળી એક ચોટ્ટા પેટમેં કૂકડો આયળો, ''એ રાળા નીં કાપો, નીં તો મેં ડાહલાબાહને કી'દેવા. ડુંગરકો ચાલ ચિડી કુર્રર્ર..'' પોતાના જોડીદારના પેટમેં તેવ્યો જ કૂકડો પેઠો સે, આપુણની ચોરી કોઇને કી' દેહે - એ ડરથી બીજા જોડીદારે હોથમેંના દાતેળાથી તીના જોડીદારનું પેટ ચીરી નાંયખુ. તીમેંથી કૂકડો તો મયલો નીં પુણ તીનો જોડીદાર મટી જયો. એખ ચોટ્ટો મટી જયો. હાવ તે કૂકડાનો જીવ બીજાના પેટમાંથી આયળો, ''એય, રાળા કાપહો નીં, નીંકર મેં ડાહલાબાહને કી'દેવા. ડુંગરકો ચાલ ચિડી કુર્રર્ર..''.

એ અવાજ હાંબળી પેલો ચોટ્ટોતો કહવા લાજ્યો, "અરે, આ તો મારા પેટમાં સે, આ તીના ડાહલાબાહને કી' દેહે." એવું વચારીન તેવ્યો પોતાના પેટ પર દાતેળુ ચલાયવું ને એ ઘાથી તે ચોટ્ટો પણ ફપડીને મટી જ્યો. હાવ કૂકડાનો જીવ ડાહલાની વાટ જોતો ઝાડ પર જેઇ બઠો.

આપા ડાહલો ઘૉર આયવો પુણ તીને કંઇ ચેન પડતું નીં હુતુ. દાહડો થતેજ તે ખેતરમેં જવા નીકયળો. તાં આવીને તીને કૂકડો દેખાયો નીં. તૅર તેવ્યો ખેતરમેં ભાયળું તો તીના પીંછડા તાં પડેલા હુતા. તીને ખબેર પડી જેઇ કે કોઇ કૂકડાને મારી ખાધો સે. પછેન તેવ્યો ભાયળું કે રાળા પુણ કોઇ કાપી રાખેલા સે. પછેન તેવ્યો ભાયળું કે કોઇ બે જણ ખેતરની વાડે મટી જેલા સે. તીમના ચીરાયલા પેટને જોડેજ પડલા દાતેળા ભાળી તીને ખબેર પડી જેઇ કે આ કૂકડાની જ કરામત સે.

ડાહલાને ખેતરમેં આવલો ભાળી કૂકડાનો જીવ ખૂસ થી'જ્યો. તીને લાયગું કે તીના માલેક જોડે જરેક વાત કરવી જોવે. પુણ હરગુમેં જવા ઘણું મોડું થી'જ્યુ હુતુ એતરે તેવ્યો ઝાડ ઉપેરથી ઉડતે ઉડતે બોયલો, "એ, રાળા કાપતા નીં, નીંકર મેં ડાહલાબાહને કી'દેવા. ડુંગરકો ચાલ ચિડી કુર્રર્ર..."

કૂકડાનો અવાજ હાંબળી ડાહલો આમતેમ ભાળવા લાયગો. પુણ તીને કૂકડો દેખાયો નીં. છેવટે તે માંડવા પાંહે આયવો ને કૂકડાના પીંછડા ભાળી ખૂબ ખૂબ રડવા લાયગો. કેહવા લાયગો, "હે ભગવાન, હાવ મેં હું કરવા ? પાક બચી જ્યો, ચોટ્ટા પુણ મટી જ્યા, પુણ મારો કૂકડો મુને છોડીને જતો રીયો..."

ઘડીકવાર હુધી રડી લીધુ ને બે ચોટ્ટાને કોતેળામેં પધરાવી એ ઘૉર જાતી રીયો.



# ડાહલીનો કૂકડો

**સંકલન : સુભાષ ઈશાઈ**

*રાઠવા આદિવાસીઓ નવરા પડે તે'ર, વારૂત વાતરાઓ કહતા હોય સે જે 'ગપ્પી કરવી' પુણ કહવાય સે. નાનલા છોરાં પુણ વાતરા હાંભળવા જીદ કરે તે'ર તીમને મોટલાં વાતરા કે'તા હોય સે. એવી જ એક વાતરા 'ડાહલીનો કૂકડો' અહીં લેવામેં આવલી સે.*

એક ડાહલી હુતી. તે એકલી જ રેહતેલી.દાહડી તે ખેતરાંમેં મંજૂરી જાય. હાંજ પડે તેર ડાહલ ઘોર આવી ને રાંધી ખાય.

એક દાહડે તે ડાહલી ઘોરનું બધું કામકાજ કરી કચરો નાંખવા ઉકળે જી. કચરો નાંખતાં ડોસી ઉકળામેં કૂકડીનું ઇંડુ ભાયળું. ડોસી ઇંડુ ઘૉર લી' આયવી. ઇંડુ મેલવા ડોસી એક ખડેરૂં બનાયવું. હાવ તે ઇંડાનું સેવણ થ્યું ને તીમેંથી એક ચેલું નીકયળું. ડોસી વચાર કયરો કૂકડી હોય તૅ'ર વારૂ, તે ઇંડા આલે ને આખું ઘોર કૂકડાંથી ભરાઇ જાય ને તીને વેચીએ તૅ'ર પૈહા બી ઘણા આવે. પુણ પેલું ચેલું મોટું થતું જ્યું તેમ ડાહલી ભાયળું કે કૂકડી નીં પુણ કૂકડો હુતો.

હાવ તે કૂકડો ડાહલીના ઘૉર મેં આખો દાહડો ઘમાલ કયરા કરતો. ડાહલી એખલી હુતી તે કૂકડા જોડે ઘણી ખૂશ રે'તી. એક દાહડી કૂકડો એકદમ જ એક ગીત ગાયું,

'પેણું તે રાજાની કુંવરી ને બળકુંવરો રાજ,
કૂકડી કૂંક કરામ.'

કૂકડાનું ગીત હાંભળતીક ડાહલી વારૂત હાંહવા લાગી જી'. ડાહલી કે'ય,

'' ઓલા કૂકડા, તને કોઇ વળી રાજા ની કુંવરી આલે, ગાંડો નીં થી'જ્યો, કૂકડાને તે કેવુ પેણવાનું?'' પુણ કૂકડો નીં માયનો. હવાર હાંજ કૂકડો એકેજ ગીત ગાયા કરે,

'પેણું તે રાજાની કુંવરી ને બળકુંવરો રાજ,
કૂકડી કુંક કરામ.'

ડાહલી કૂકડાને વારૂત મનાયવો પુણ કૂકડો માયનો જ નીં. એક દાહડી કૂકડો રાજાની કુંવરી ને પેણવા નીકળી પયડો. રાજાનો મે'લ ઘણોત છેટો હુતો. વચમેં કોતેળાં,જંગેલ, બધું આવતેલું. કૂકડો રાજાની કુંવરીને પેણવું જ છે કરતોક કોતેળા, જંગલની વાટે ચાલી પયડો. રસ્તામેં કોતેળુ આયવું. તે કૂકડાને પૂછે,

''કૂકડા કાં ચાયલો ? ''

કૂકડો જવાબ આયલો,

''મેં તો રાજાની કુંવરીને પેણવા જાંમ.''

કોતેળું કે'ય,

''હાચુ ! મેં પુણ તારી જોડે આ'વા કરૂં.''

''તે ચાલ..''

કહીક કૂકડો કોતેળુ તીની પાંખમેં ઘાયલું. હાવ કૂકડો અગોળ ચાયલો. રસ્તામેં વાઘડો મયલો. તે કૂકડાને પૂયછું.

''કાં કૂકડા, કાં જાય છે ?''

''રાજાની કુંવરી ને પેણવા.'' કૂકડો કલગી અધ્ધર કરી કીધું.

વાઘડો કે'ય,

''મેં આવું, મેં રાજાનો મે'લ ભાળવા કરૂં.''

કૂકડો કે'ય,

''ચાલ મારી ભેગો.''

કૂકડો તો વાઘને પુણ પોતાની પાંખમેં લીઘો ને અગોળ ચાયલો. ચાલતાં ચાલતાં રસ્તામેં કીડાઉનું ટોળું મયલું. તે કૂકડાને પૂયછું,

''કાં જાયલા ?''

''રાજાની કુંવરીને પેણવા કરૂ, તીના મે'લમેં જાંમ છું.'' કૂકડો કીધું.

ટોળું બોયલું,

''હમુ ને લેતો જાયકે ?''

કૂકડો બોયલો,

''કોતેળુ લીધુ, વાઘડો લીધો, તમું બી ચાલો, કુંવરીને તેડવા બધાં જોવે ખરાં ને !'' આમ કહીક કૂકડાએ કીડાઉનું ટોળું પાંખમેં લીધું.

બધાને પાંખમે ઘાલતોક કૂકડો જંગલમેં થી'ને રાજાના મે'લ ઘમી ચાયલો તાં રસ્તામેં ઉંદડાનું ટોળું આયવું. કૂકડાને જતો ભાળી પૂયછું,

''કૂકડા, કઇ બાજુ.''

કૂકડો જવાબ આયલો,

''રાજાની કુંવરીને પેણવાનું છે તે મેં રાજાને મે'લ જાંમ છું.''

''હમુ આવીએ કે ?''

ઉંદડાના ટોળાએ પૂયછું, ને કૂકડો તીમને બી બીજા બધા જોડે પાંખમેં લીધા. આગળ રસ્તે જતા દવાળ મયલી. કૂકડો રાજાની કુંવરીને પેણવા જાય છે તે હાંભળી દવાળ બી ભેગી થી' ને કૂકડાએ તીને બી પાંખમાં ઘાલી.

હાવ ચાલતાં ચાલતાં રાજા નો મે'લ આવી જયો. કૂકડો તો રાજાના મે'લની ટોચ ઉપેર ચઢી જયો ને તાંથી ગાવાનું સરૂ કયુરં,

'પેણું તે રાજાની કુંવરી ને બળકુંવરો રાજ,

કૂકડી કૂંક કરામ.'

કૂકડાનું ગીત રાજાના સૈનિકો હાંબળ્યુ. હાંબળતાજ રાજા જોડે દોડતા જી'ને કીધું કે કૂકડો કુંવરી ને પેણવાનું ગીત ગાય છે.

હાંબળતોક રાજા ગુસ્સામેં આવી જયો. સૈનિકોને કીધું,

''કૂકડાને પકડીને ઘોડાની વખારમેં નાંખી દો. ઘોડાના પૉગ નીચે કચડાઇને મટી જહે.''

સૈનિકો મેં'લ પર ચડીને કૂકડાને ધચરો. ઘોડારમેં લી'જી'ને પૂરી દીધો. કૂકડાએ પાંખમેંથી વાઘડો કાયઢો. વાઘડો બધા ઘોડા મારી નાંયખા. કૂકડો પાછો રાજાના મે'લે જી'ને ગાયું,

'પેણું તે રાજાની કુંવરીને બળકુંવરો રાજ,

કૂકડી કૂંક કરામ.'

સૈનિકો આવી રાજાને કીધું,

''રાજા, રાજા, કૂકડો બધા ઘોડા મારી નાંયખા છે ને હાવ પાછો કુંવરીને પેણવાનું ગીત ગાય છે. રાજા ગુસ્સામેં રાતો પીળો થી'જ્યો, સૈનિકોને હૂકમ કયરો, ''જાવ, કૂકડાને ઝાલીને ચીંથરાનીં વખારમેં નાંખો. ચીંથરામેં પાર બફાઈ ને મરી જહે.'' સૈનિકો પાછો કૂકડાને ધચરો ને લી'જ્યા ચીંથરાની વખારમેં નાંખવા. ચીંથરાની વખારમેં પૂરાઇ ને કૂકડાએ ઉંદડાનું ટોળું છોડી મેચલું. બધા ઉંદડા ચીથરા કાતરી નાંયખા. કૂકડો વખારમેંથી બારો નીકળી ન પાછો મેં'લે જ્યો ને ગાવા બાયઝો,

'પેણું તે રાજાની કુંવરીને બળકુંવરો રાજ,

કૂકડી કૂંક કરામ.'

સૈનિકો કૂકડાનો અવાજ હાંબળીને ગભરાયા, કદીક રાજા તીમને મારી નીં નાખે એમ વચારતા પાછા રાજાને જી' ને કીધું,

''રાજાજી કૂકડો પાછો આવી જ્યો.''

રાજા સૈનિકોને કીધું,

''એ કૂકડાને લી'જાવ ને અનાજના કોઠારમેં પૂરી દો, દાણા ખાઇ ખાઇ ને તીનાનું પેટ ફૂટી જહે, ને મરી જહે.'' સૈનિકો કૂકડાને લી'જી ને અનાજના કોઠારમેં પૂરી દીધો. કૂકડાએ પાંખમેંથી કીડાઉનું ટોળું કાઢીને છૂટું મેલી દીધું. કીડાઉ કોઠારમેં દર કરીને બધા દાણા દર મેં ઘાલી દીધા ને રાજાનો કોઠાર ખાલી કરી દીધો. હાવ કૂકડો પાછો બારો આવી મેં'લે જી'ને ગાવા માંયડો,

'પેણું તે રાજાની કુંવરીને બળકુંવરો રાજ,

કૂકડી કૂંક કરામ.'

સૈનિકોએ દોડતા જી'ને રાજાને ખબર આયલા. હાવ રાજા વચારમેં પડી જ્યો, આ કૂકડાનું કરવું હું? રાજાએ સૈનિકોને કીધું,

''કૂકડાને પકડીને મેં'લની ટોચે લટકાવી દો, તાં'થી કાં' જહે ?''

કૂકડાને ધરીને સૈનિકોએ મેં'લની ટોચે ટાંયગો. કૂકડાએ પાંખમેંથી દવાળ છોડી મેકી. રાજાના મેં'લમેં આગ લાયગી. રાજા ગભરાયો. કૂકડાને કીધું,

''ઓલા કૂકડા, મેં તને મારી કુંવરી આલવા પુણ તું આ દવાળને હોલવ, નીં તો હમું બધા મરી જવા.''

હાવ તે કૂકડાએ પાંખમેંથી કોતેળુ કાયઢું ને કોતેળુ બધી દવાળ હોલવી નાંયખી. રાજાએ કુંવરીને કૂકડા જોડે પેણાવી. હાવ કૂકડો તીની જોડે વાળાં બધાને પાછા પાંખમેં ઘાયલા ને રાજાની કુંવરીને લી'ને ઘૉર ધમી ચાયલો.

ઘૉર જતા રસ્તામેં જેને જાં'થી લીધેલા, તાં કૂકડો મૂકતો ચાયલો. પહેલા દવાળ મેકી, પછેન ઉંદડાનું ટોળું,પછેન કીડાઉનું ટોળું, પછેન વાઘડો ને છેલ્લે કોતેળુ મેલતોક કૂકડો રાજાની કુંવરી લી'ને ઘોર પો'ચ્યો. ડાહલી ને કીધું.

''ભાળ મેં રાજાની કુંવરી લી' આયવો.''

ડાહલીતો રાજાની કુંવરી ભાળીને વારૂત ખૂશ થી'જી.

કૂકડો કીધું,

''ગરમ પાણી મેકો મેં ના'વા કરૂં.''

ડાહલી પૂચછું,

"કેવું ના'વા કરે, છાબાછીબી કે ડાબાડીબી ?"

કૂકડો કલગી ઊંચી કરતોક કે'ય,

"મેં તો ડાબાડીબી ના'વા."

ડાહલીએ મોટા તપેલામેં ગરમ પાણી મેચલું. પાણી ગરમ થી'જ્યું તેં'ર કૂકડાને તપેલામેં ડૂબાયડો. પાણીમેં ડૂબતાંજ કૂકડો સફેદ થી'જ્યો ને તીમેંથી વારૂ રાજકુમાર નીકયળો. રાજાની કુંવરી તીને ભાળને હાંહતી થી'જી. ડોસીબી વારૂત ખૂશ થી'જી. હાવ તે રાજકુમાર રાજાની કુંવરી ને ડાહલીને લી'ને રાજાના મેં'લમેં જ્યો. રાજા પુણ તીને ભાળી વારૂત ખૂશ થી'જ્યો. હાવ તે બધાં ખાધું પીધું ને મઝે કયરી.

આદિવાસી બોલીઓનું **ઢોલ** સામયિક ભાષા કેન્દ્ર તરફથી પ્રકાશિત કરવામાં આવે છે. રાઠવી, દેહવાલી, પાવરીભિલી, અહિરાણી, કુકણા ડાંગી, ડુંગરી ભિલી, પંચમહાલી ભિલી અને ભાંતુ એવી આઠ બોલીઓમાં ઢોલ પ્રસિદ્ધ કરવામાં આવે છે ; અને વધુ ને વધુ બોલીઓને આવરી લેવાનો અમારો વિચાર છે. **ઢોલ**ની આ આવૃત્તિના તંત્રી છે **પ્રા. સુભાષ ઈસાઈ,** જે છોટાઉદેપુરની મહાવિદ્યાલયમાં અંગ્રેજી સાહિત્યનું અધ્યાપન કરે છે. તેઓ રાઠવા સંસ્કૃતિ અને ભાષાના નિપુણ અભ્યાસક છે.



પ્રકાશન
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, વડોદરા
મુદ્રણ
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પ્રેસ, વડોદરા

: 0971 9156... 97